॥ ॐ ॥

# પ્રાણપ્રયોગ

યાને

# મેસ્મેરિઝમ.


રચનાર

પંડિત રેવાશંકર શર્મા.

મુ. ડુમેજ ( [illegible] )



પ્રસિદ્ધકર્તા.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર

[illegible] દરવાજા—અમદાવાદ.

( [illegible] )

શ્રી "ભાગ્યોદય" પ્રિન્ટીંગ પ્રેસમાં [illegible] દેવ-શંકર [illegible] છાપ્યું. [illegible]—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦    સને ૧૯[illegible]

મૂલ્ય રૂ. ૦-૮-૦

॥ ॐ ॥

# प्राणप्रयोग

યાને

# મેસમેરિઝમ.

રચનાર

પંડિત રેવાશંકર શર્મા.
મુ. દુધરેજ ( વઢવાણુ કેમ્પ. )

પ્રસીદ્ધ કર્તા.
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર
ત્રણ દરવાજા—અમદાવાદ.



શ્રી "ભાગ્યોદય" પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવ-
શંકર દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦ સને ૧૯૧૮

મૂલ્ય રૂ. ૦-૮-૦

# ઉપોદ્ઘાત.

આ મહાન વિષય ઉપર આ મારી કલમ ચલાવતાં આજે મને અત્યંત આનંદ થાય છે. આજકાલ સર્વત્ર આર્ય પ્રજામાં કુદરતનું આબેહુબ બ્યાન આ મેસમેરીઝમ એટલે પ્રાણપ્રયોગ નવાઇના વિષય તરીકે અને સદ્ વિદ્યાતરીકે, આ જગતમાં મહાનદૈવી ગણાય છે. અને આ વિદ્યાના અભ્યાસીઓને આ વિદ્યાનું અધ્યયન કરવાથી પરમાત્માનું સર્વ વ્યાપક સત્યતાપણું સિદ્ધ કરાવી આપે છે.

આ દુનીઆની અંદર તરેહ તરેહની વિદ્યાઓ ફેલાએલી છે. અને તે દરેક વિદ્યા દુનીઆદારીના ઉપયોગની છે. પરંતુ તે સર્વ વિદ્યાની શિરોમણી આ મેસમેરીઝમ યાતો પ્રાણપ્રયોગની વિદ્યા સર્વ વિદ્યાથી તદ્દન વિરક્ત અને નિરાળી છે કેમકે આ વિદ્યાના અભ્યાસીઓ આ વિદ્યાના બળવડે દ્રષ્ટાઓને એવા પ્રયોગો કરી બતાવે છે કે દ્રષ્ટા જોઇને ચકિત થઇ જાય. વળી જે દ્રષ્ટાઓ નાસ્તિક મતમાં રચ્યા પડયા હતા તેવાઓને આસ્તિકની હવાને સ્વાધીન કરે છે. આ ઉપરથીજ આ વિદ્યાનો કેવો ચમત્કાર છે તેનો વાંચકવૃંદ પોતાના હૃદયમાં સહેજ ખ્યાલ કરશે વળી વિચાર કરશે તો સહેજ જણાશે કે ખુદ દૈવી વિદ્યા તો મેસમેરીઝમ યાતો પ્રાણપ્રયોગ છે.

રાજેશ્રી મણિલાલ નભુભાઇનું પ્રાણવિનિમય નામનું પુસ્તક મારા એક મિત્ર પાસેથી મને વાંચવા મળ્યું અને તે મારા વાંચવામાં આવ્યું તે વખત હું તે પુસ્તકમાં લખેલી હકીકત અસંભવિત

અને અપાષ્ટકી ગણવા લાગ્યો. પણ જ્યારથી આ વિદ્યાનો મને અનુભવ કિંચિત માત્ર મળ્યો ત્યારથી હું જે પ્રાણવિનિમયને લઈ બેઠો હતો. તે પ્રાણવિનિમયને હર્ષથી વાચવા લાગ્યો અને એ પુસ્તકના કર્તાને ધન્યવાદ આપવા લાગ્યો.

શ્રોતાઓ ! સન ૧૮૯૩ ની સાલમાં હું પ્રથમ ઓંકારનાથ ગયો તે વખતે શૈવપુરીમાં મને એક યોગેશ્વર મળ્યા. જેઓ નિર્વિકલ્પ હતા. આવા મહાત્માની સાથે મેં કેટલાક પ્રશ્નોત્તર કર્યા બાદ સવાલો પુછતાં સદરહુ ગુરૂશ્રીયે મને કહ્યું કે આ વિદ્યા સત્ય છે. શ્વાસનો જેવી રીતે આપણા સ્થૂળની અંદર આપણે રોધ કરી શકીયે છીયે તેમ સામાના પ્રાણ (શ્વાસ) નો પણ રોધ કરી શકાય છે. અને આપણી કુદરતી શક્તિ તેમાં દાખલ કરો શકાય છે. અને તેના આત્માને વિશ્વદ્રષ્ટિ અને બ્રહ્મરંદ્ર સુધી લાવી શકાય છે. આવો મહાત્માશ્રીએ જવાબ આપતાં મેં કહ્યું કે ગુરૂજી ! આ વાત માનવી અશક્ય છે કેમકે “ कहेवा करतां करी बतावबुं ” એ ઉત્તમ છે. આપ કહો છો તે દ્રષ્ટિગોચર થયા વિના અમારાથી કેમ કબુલ થઈ શકે ? કેમકે અમારી બુદ્ધિ જડ છે અને તેને માયાનું આવરણ જબરૂં લાગ્યું છે. આ વખત મારી સાથે વાંસવાડા દરબારશ્રીના પ્રાઈવેટ સેક્રેટરી પણ હતા. તેમણે પણ મારા મતને પુષ્ટી આપી. બાદ गुरु બોલ્યા. આ વિદ્યા તો સત્ય છે પણ હાલના કર્ત્તા ખોટા છે. “ जरा सुंठनो गांठीओ मळ्यो ने गांधी थया ” તે મુજબ આ વિદ્યાના હાલના અભ્યાસીયોએ કરવા માંડયું છે. प्राणप्रयोग એ मानसयोगनું એક પ્રકરણ છે. એની સાબીતી पातांजल કૃત योग દર્શન योगवासिष्ट અને गीतासारમાં સિવાય

ઘણા ગ્રંથોમાં હતી. પણ કાળે કરીને તે પુસ્તકોનો તે ભાગ ગુપ્ત થઇ ગયો છે.

આ વિદ્યાને ગુપ્ત થવાનું કારણ મુખ્ય તો એ છે કે ઋષિપદ પામેલા ભૂદેવોના વખતમાં ઘરે ઘરે આ વિદ્યાના અભ્યાસીયો હતા. દ્વિતાંતરે કલહયુગ (કુસંપ) માં આ વિદ્યા સાર્વજનીક નાશ થઇ અને જેઓ એના જાણનાર રહ્યા તેઓ અષ્ટસિદ્ધિના પાસમાં લુબ્ધ થઇ પોતેજ ઇશ્વરરૂપ કહેવરાવવા લાગ્યા. અને આખરની પથારીયે પડતાં સુધી પોતાના શિષ્યોને શિખવવી બંધ કરી જેથી આ વિદ્યા તે મરનાર સાથેજ જતી. એમ ધીરે ધીરે આ વિદ્યા ભારતમાંથી લુપ્ત થઇ. આ અરસામાં જેઓ આ વિદ્યા જાણતા, તેઓ ધર્મ ગુરૂઓ તરીકે સંપ્રદાય બાંધવા લાગ્યા. અને પોતાની મરજી મુજબ સ્વછંદે ભોળા ભારતવાસીયોને ભરમાવવા લાગ્યા. અને મતાનમત કરી કુસંપ દાખલ કરાવી. અનાદી કાળની ચાલતી આવેલી આર્યની ઐક્યતા તોડી દાખલા તરીકે જોશું તો સહેજ જણાશે. એક ઘરની અંદર ચાર સગા ભાઇઓ છે. એકે વિષ્ણુ સંપ્રદાય માન્ય કરી છે. બીજાયે શૈવ, ત્રીજાએ રામાનુજ, ચોથાયે સ્વામિ નારાયણ. દરેક સંપ્રદાયી પુરૂષને તેના આચાર્યો બોધ આપે છે કે આપણી સંપ્રદાયી સેવકનોજ મોક્ષ થવાનો છે. બીજાઓ આપણી સંપ્રદાયથી વિમુખ છે. માટે નરકમાં જશે. તો નરકમાં જનારને પાપી ગણી તેવા વિમુખનું કદી મુખ જોવું નહીં. આવી રીતે ચારે ભાઇયો ધર્મ ગુરૂઓના બોધથી એક બીજાને વિમુખ તથા પાપી ગણી ધર્મનો રાગ-દ્વેષ રાખવા લાગ્યા જેથી ઘરમાં ફૂટ ધર્મ સંપ્રદાયથી દાખલ થઇ. આહાહા! કેવી તાજુબી ! આવી આ ભારતમાં આ વિદ્યાના બળથી

૧૮૪ સંપ્રદાયો ચાલેલી છે. એવી આ ચમત્કારી વિદ્યા છે. પરંતુ આ ભૂમીમાંથી લય થઇ. છેવટમાં સ્વામી શ્રી સહેજાનદે આ વિદ્યાનું અધ્યયન કરી ટાટક બળે હાલમાં તાજેતર સંપ્રદાય સામાને સમાધિષ્ટ કરી આસ્તિક બનાવી બાંધી છે. અને આ વિદ્યાને પોતે એવા રૂપમાં જાહેર કરી કે પુર્ણ પુરૂષોતમ નરનારાયણ હુંછું અને મારી શકિતના બળે કરી સામાને સામાધિષ્ટ બનાવુંછું. અને મારા માનસિક દેહે રહ્યા છતાં સ્વર્ગાદિ ભુવનો બતાવું છું.

ખરે આ વિદ્યા તેવીજ છે. એ વખતના લોકોએ પ્રત્યક્ષ સમાધીના ચમત્કારથી સ્વામિ શ્રી સહેજાનંદને ઇશ્વર તુલ્ય માન્ય કર્યા. મેં પણ સંવત ૧૯૮૭ ની સાલમાં પ્રથમ આમતની અંદર આસ્તા ધારી. સત્સંગ સિદ્ધાંત એ નામનું પુસ્તક બાહાર પાડયું જેની એક હજાર કાપી ખપી ગઇ. બીજી વખત છાપવાની ઘણા હરી ભકતોની માગણી થઇ પણ આ ઓંકાર ના અરણવાસી સદ્ગુરૂની દયાથી અને પ્રાણપ્રયોગના અધ્યયનથી તે આસ્થા મારા હૃદયમાંથી ખશી ગઇ. જોકે બીજી વખત આ પુસ્તક બહાર પાડું તો મને વિશેષ નફો મળવા સંભવ હતો, પણ જે વાત આપણા હૃદયને માન્ય ન હોય તે ઉપર પેદાશ લેવી નિરર્થક છે તે પ્રમાણે ગણી બીજી વખત છપાવવાનો વિચાર માંડી વાળ્યો છે.

ગુરૂ સાથે અમે કેટલીક વખત વાદવિવાદ કરતાં છેવટે અમોને આસ્તીક બનાવવા ગુરૂએ પોતાનું રહસ્યપણું આ વિદ્યા સંબંધી બતાવવા કબુલ કર્યુ અને મને કહ્યું કે તું અહીંથી પચાસ કદમ દૂર મારા સામો ઉભો રહે અને તારા બરડા તરફ તારૂં જોર રાખજે. હું તને આકર્ષણ બળે મારી પાસે ખેંચું છું. ગુરુ આજ્ઞા અંગીકાર

કરી હું પચાસ કદમ છેટે ઉભો રહ્યો, મારૂં જોર મારી પીઠના ભાગ તરફ પછવાડે રાખ્યું. ગુરૂએ મારા સામે પોતાનો જમણો હાથ સિદ્ધોરાખી જેમ કોઈ પદાર્થ ખેંચે તેમ હાથ ખેંચ્યો. જેવો પોતે પાછો હાથ ખેંચ્યો તેવો હું એકીદમ ગુરૂના ચરણ આગળ પડયો. આ વખત મારા શરીરને કોઇ પણ જાતનું જ્ઞાન કે ભાન રહ્યું નહોતું. મને જેમ કોઇ આકર્ષણ કરી ખેંચે તેમ ફકત જણાયું. ગુરુએ કહ્યું જોયું. આ વિદ્યાનો ચમત્કાર. આ વિદ્યા ખાસ યોગ છે પણ શીખવાને ઘણી અડચણ છે. જ્યારે મનુષ્યચક્ષુ ફીટી દેવ ચક્ષુ થાય તે વખત તે પુરૂષ આવી તરેહથી કરી શકે. મેં કહ્યું, મનુષ્યચક્ષુમાંથી દેવ ચક્ષુ બનાવવાનું સાધન શું ? તેમણે મને ખુલાસો કર્યો તે હું આ પુસ્તકમાં આગળ બતાવીશ. હું તેમની પાસે ત્રણ માસ સુધી રહ્યો. દરમીયાન મારૂં ટાટક અરધા કલાકનું સિદ્ધ કરાવ્યું અને મને આ પ્રયોગની કૃતિ બતાવી.

મારા વાંચવામાં હાલમાં થોડી મુદત ઉપર સ્વામિ આત્મારામજીકૃત માનસિક પ્રયોગની કિતાબ આવી. બાદ મારા હૃદયમાં પણ આ વિદ્યા સંબંધી એક પુસ્તક બનાવવા ઉત્કંઠા થઇ જેથી આ પુસ્તક આપ આર્યહજુર રજુ કરૂંછું. મને ખાતરી છે કે આ વિદ્યાના અભ્યાસીઓને આથી એક સાધન તરીકે ઓર વધારો થશે. જો કે મેસમેરિઝમ વિદ્યા એક મહાન સમુદ્રરૂપ છે. તેમાંનો આ એક હજારમો ભાગ પણ નથી. છતાં હાલના સમય અનુસાર આ પુસ્તક નકામું નહીંજ ગણાય, એમ જાણી પ્રગટ કરૂંછું.

આ વિદ્યા ભૂત, ભવિષ્ય, વર્તમાન. ત્રણે સ્થિતિ બતાવે છે. ગુપ્ત પદાર્થોને જાહેર મૂકેછે. તમામ જાતના રોગોને જડમુળથી કાઢેછે

ભૂત પ્રેતાદિ વહેમોને દૂર કરેછે, પ્રાણનો હરણ કરે છે, સ્થુળ દેહનો નાશ પમાડેછે, આકાશના ગ્રહોનું ચલન વલનનું પ્રત્યક્ષ પ્રમાણ આપે છે. સ્વર્ગાદિ સ્થળો બતાવે છે, પ્રકૃતિમાં ફેરફાર કરે છે. આથી વિશેષ દૈવ કોઇ નથી. માટે આપ પણ વિદ્યાના અભ્યાસીઓ એટલે દુનિયાનો ખરો રસ્તો જોઇ શકશો.

હાલ આ વિષયને હું વધારે લંબાણથી નહીં ચલાવતાં ગુરૂ શિષ્યના સંવાદરૂપે ટુંકા રૂપમાં બહાર પાડુંછું, નિશાળમાં દાખલ થતા વિદ્યાર્થીને કક્કો અને બારાક્ષરી જેટલી જરૂરની છે તેટલીજ જરૂરતાને ખાતર પ્રશ્નોત્તર રૂપમાં આ પુસ્તક અપુર્ણ બાહાર પાડુંછું. આગળ વખત મળે બીજું પુસ્તક બાહાર પાડીશ. મને ધારણા છે કે આ પુસ્તક વાંચનાર બંધુના હાથમાં આવેથી આ વિદ્યાને નિરર્થક નહીં કરતાં કાંઇપણ ઉપયોગમાં લેશે. તા૦ ૫–૪–૯૮

પંડિત રેવાશંકર શર્મા.

कर्त्ता.

# प्राणप्रयोग

યાતો

# मेसमेरिझम.

## प्रश्नोत्तर.

શિષ્ય—હે ગુરુજિ: મેસમેરિઝમને માટે પ્રથમ વિદ્યાર્થીએ **टाटक** સિદ્ધ કરવું એમ આપે કહ્યું માટે ટાટક એટલે શું અને તે કૃપા કરી બતાવશો ?

ગુરુ—હે શિષ્ય **टाटक** એ યોગમાં યોગનું એક અવશ્ય સાધન છે. જ્યાંસુધી ટાટક સિદ્ધ નથી કર્યું ત્યાંસુધી ત્રિધાયક પોતે અથવા સામાને સમાધિષ્ટ કરી શકતો નથી માટે **टाटक** સિદ્ધ કરવું **टाटक** એટલે પોતાની આંખોને અસ્થિર નહીં રાખતાં **સ્થિર** રાખવી, જોકે તારી આંખો પળેપળે અથવા ઘડી આધીપાછી વીંચાયા કરેછે આથી તારી આંખને મનુષ્ય ચક્ષુ ગણવામાં આવેછે, વળી તારી આંખ ચપળ છે. **टाटक** સિદ્ધ કરનારની આંખ **સ્થિર** થાય છે, માટે તે સ્થિર થયેલી આંખોને **દેવ-ચક્ષુ** ગણવામાં આવે છે જે પુરૂષનાં દેવચક્ષુ થયેલાં છે, તે

પુરૂષ પ્રાણપ્રયોગનો અખતરો કરી શકે છે, તું જાણજે કે કેવળ આંખ સ્થિર થવાથીજ ગણાય છે માટે આંખ સ્થિર કરવા ટાટક કરવું. આંખ સ્થિર થયે મન સ્થિર થશે.

**શિષ્ય**—આંખ સ્થિર કરવાને (ટાટક કરવાની) શી કૃતિ હશે ?

**ગુરૂ**—તારે પ્રથમ માહવરાને માટે એક લીલા રંગનો કાગળનો કટકો લેવો. તે ઉપર અરધા પૈસા પરિધનું દેશી રૂસનાઈનું ગોળ કાળું બિંદુ કરવું ને તેને સુકવવું. પછી હંમેશાં સૂર્ય ઉદય થયા પછીથી નવ વાગ્યા સુધીમાં અને સાંજરે પાંચથી સાત વાગ્યા સુધીમાં એક એકાંત ઓરડા અથવા ગુફા અથવા જ્યાં ચાંચડ મચ્છરાદિ ન હોય અને કાઈનો અવાજ આપણી મનોવૃતિને ચલીત ન કરી શકે તેવા સ્થળમાં જઈ પદ્માસન વાળી ( જમણો પગ ડાબી જાંગના મૂળ પર તથા ડાબો પગ જમણી જાંગના મૂળપર ચડાવવો—પલોંઠી વાળી બેસવું તે ) પોતાથી સવા હાથ છેટે, તે લીલો કાગળ મૂકવો, ને તે કાગળ મધ્યેના કાળા બિંદુ ઉપર દ્રષ્ટિ લગાવવી, કેટલાકો લાખની ગોલી અથવા કાચની ગોલી કે બીજા રંગના કાગળો ઉપર ચિન્હ કરી તે સામી દ્રષ્ટિ લગાવે છે અને પોતાનું ટાટક સિદ્ધ કરે છે, આથી આંખને ઈજા થવા સંભવ છે, માટે લીલા કાગળથી આંખને નુકશાન થતું નથી, જેથી તારે તો લીલા કાગળપરજ ક્રિયા કરવી, તું જાણે છે કે એક કાળમાં ભૂદેવના વડીલો આ વિદ્યા શિખવવાની શાલાને શિવાલયના રૂપમાં બનાવતા અને તેની અંદર ટાટક સિદ્ધ

કરવાને બિંદુને બદલે લિંગ ( પથ્થરનું ગોળ બાણુ ) તે દેવળ (શાળા)માં દાખલ કરતા, અને તે ઉપર દ્રષ્ટિ લગાવી વિદ્યાર્થીઓ ટ્રાટક સિદ્ધ કરતા અને પ્રાણુપ્રયોગનું અધ્યયન કરતા પણુ આજે તો જ્યારથી આ ભૂમિમાં મૂર્તિપૂજન દાખલ થયું તે વખતથી આ શાળાનું નામ બદલાઇ ગયું અને જુદુંજ પડયું. એટલે ટ્રાટક વિદ્યા શિખવવાના લિંગન મૂદેવો પોતાને ઇષ્ટ ગણુવા લાગ્યા. ( જ્ઞાના પુરૂષો શંકરના આ બાણુને મૂર્તિ તરીકે નથી માનતા પણુ પ્રચંડરૂપ એટલે નિરાકાર માને છે તે અથેષ્ટ છે) આહાહા ! ! કાળની ગતી ગહન છે. ટ્રાટક સિદ્ધ કરવાની શાળાને ( દેરાને ) એક પોતાના ઇષ્ટનું ઘર માન્યું અને જે ચિન્હ ( પથ્થરનું બાણુ આંખ સ્થિર કરવાનું ) હતું, તેને ઇષ્ટ દેવ ગણુવા લાગ્યા.

લીલા કાગળ ઉપર પદ્માસન વાળી તમારી દ્રષ્ટી લગાડતાં પ્રથમ આંખોમાંથી પાણી નીકળશે પણ તે ખોટી ગરમી છે, તો નીકળવા દેવી. આવી રીતે પાંચ સાત દિવસ પાણી નીકળશે, પછી મહાવરાથી નહીં નીકળે, આંખો લાલ થશે પણુ કંટાળવું નહીં સ્થિર આંખથી જોયા કરવું. કદાપી ઘડીભર દ્રષ્ટી લગાડતાં આંખની પાંપણુ મિંચાઇ જાય, તો ફરી આંખ સ્વચ્છ કરી જોવું. એમ હમેશાં કર્યા કરવું છેવટે આંખ સ્થિર થશે આંખ સ્થિર થયે મન સ્થિર થશે ને મન સ્થિર થયે મનની ચંચલવૃતિઓ શાંત થઇ મનને દુનિયાદારીના દોર ઉપરથી વિરક્ત કરી સર્વત્ર બ્રહ્મમય ભાસ જણાશે.

શિષ્ય—આંખ સ્થિર થઇ એ કેમ જણાય.

ગુરૂ—તું જે બિંદુ ઉપર દ્રષ્ટી કરી જોઇ રહ્યો છું. તે બિંદુ તારી નજર આગળ સફેદ આકારમાં જણાશે, અને તારી આંખથી તે બિંદુ સુધી એક તેજસ્વી આભાસનો શેરડો નીકળશે, આ વખતે તે બિંદુની અંદર ધારી ધારીને જેમ જેમ જોવાનો તું માહાવરો કરીશ તેમતેમ તે સફેદ થયેલા બિંદુની અંદર અદ્ભૂત ચમત્કાર જોવામાં આવશે, અને તે ટપકાવાળા બિંદુની અંદર એક ઉંડો ખાડો દેખાશે, આ ખાડાની અંદર ધારી ધારીને જોવાથી અનેક જન્મોમાં તેં જે જે પદાર્થો અથવા કાર્યો કરેલાં કે જોયેલાં હશે, તે તે તમામ તારી દ્રષ્ટી આગળ દેખાશે. આ વખતે તારી આંખ નિમિષ માત્ર પણ વિચારો કે બંધ થશે નહીં, જેમ જેમ તું ધારીને જોતો જઇશ, તેમ તેમ ઘડીભરમાં મહાન પર્વતો, નદીઓ, મહેલાતો, ઘડીભરમાં દેશદેશાંતરો જોવામાં આવશે. કોઇ વખત સ્વર્ગાદિ, ગોલોકાદિ જોવામાં આવશે અને છેવટ પરલોકનું જ્ઞાન થશે, જેમ જેમ વિશેષ ધ્યાન લગાડીશ, તેમ તેમ વિશેષ જોવામાં આવશે, ઓછામાં ઓછી વીશ મિનિટ આંખ સ્થિર થયા અગાઉ ઉપરનો એક પણ ખેલ તારા જોવામાં આવશે નહીં માટે વીશ મિનીટ ઉપરાંત અને એક કલાકની અંદર આંખ સ્થિર થવાથી ઉપરના ઘણા ચમત્કારો જોઇ શકીશ.

શિષ્ય—આ પ્રમાણે ત્રાટક કરતી વખત શરીરમાં દુનીઆદારીના કાંઇ નિયમ પાળવા જરૂર હશે કે કેમ ?

ગુરૂ—હા. ત્રાટક સિદ્ધ કરનાર પુરૂષે સત્ય વાક રાખવી, વ્યભિ-

ચાર કે વિષય છોડી દેવો, મિતાહારી રહેવું, ખાટા, તીખા પદાર્થોનું, સેવન ન કરવું, સ્ત્રીની શય્યા પર ન સુવું, બનતાં સુધી દુનીઆદારાના ધંધામાં ચિત્ત થોડું રાખવું, જાદે બોલવું નહીં, ક્રોધવાળી પ્રકૃતિ ન રાખવી, વીર્યનો અટકાવ રાખવો, કેમ તારે આગળ ઉપર વિધાયક થવું છે ?

હમેશાં એક વખત સાબુ ચોળી અથવા તો તેલ ચોળી મર્દન કરી નાહાવું, (વિલાયતી સાબુએ નાહાવું નહીં.) સ્વચ્છ વસ્ત્રો પહેરવાનો માહાવરો રાખવો, દારિદ્રથી દૂર રહેવું. વ્યસન હોય તો થોડું રાખવું, આંખને મેહેનત પડે તેવી રીતે દૂર, આંખથી કે, આંખ ખેંચી જોવું નહી. જ્યાંસુધી ત્રાટકનો અભ્યાસ રાખો ત્યાંસુધી હરડાં, બેડાં, આમળાં ( ત્રીફળા ) નો ભૂકો કરી રાત્રે પાણીમાં રાખી તે પાણી સવારે હમેશાં આંખને છાંટવું, વધારે ભ્રમણ ન કરવું.

શિષ્ય—આવી રીતે ત્રાટક સિદ્ધ કરવાથી આત્મદર્શી થવાય કે કેમ ?

ગુરુ—હા જો તમે ત્રાટક સિદ્ધ કરી રહ્યા હો અથવા સાધારણ સિદ્ધ કર્યું હોય તે વખતમાં હવે કાગળ ઉપર દૃષ્ટિ નહીં રાખતાં તમારી નાસિકાના અગ્ર ભાગ (અણી) ઉપર લાવી સ્થિર ચિત્તે બિંદુને બદલે ગુરુનું સ્વરૂપ યાતો આત્માનું એક રૂપ કલ્પી દૃષ્ટિ ધીરેધીરે મીંચાઈ જવા દેવી (આંખ મીંચવા દેવી ) અને છેવટે હૃદયમાં તે સ્વરૂપ ઉતારી અંતર દૃષ્ટિ ત્રાટક લગાડવાથી તેનો મહાવરો પડે ધીરેધીરે આત્મ સ્વરૂપ પ્રત્યક્ષ જોઇ શકશો. આ વખત નાભી કમળથી ઉપડતા જોઈ

આપને જાણી શકશો. પણ આકૃતિ બનવી બહુ મુશીબત છે કેમકે તું દુનિઆનો વિહારી છું માટે આ આત્મસ્વરૂપ જોવાનું કામ યોગીઓનું છે કે જેઓ અરણ્ય અને પહાડવાશી જેને દુનીઆની કોઇ જાતની આપ્ત યા વ્યાધિ નથી માટે અંતર દ્રષ્ટીનું ત્રાટક હે શિષ્ય ! જ્યાંસુધી તું મોહ પાસમાં પડયો છું ત્યાં સુધી તારા કામનું નથી માટે તું બહારનું ત્રાટક સિદ્ધ કરી સામાને માહાવરો રાખી હરવખત મેસમેરીઝમ ચડાવીશ તો કોઇ વખતે તારા આત્માને કુદરતી ચેતવણી મળશે અને તું છેવટ અંતર દ્રષ્ટીમાં લીન થઇશ એમ સંભવ છે, અને તું આસ્તિક બની મોક્ષપદ પામી શકીશ.

**શિષ્ય**—ગુરૂજી આપે કહ્યું કે, અંતર દૃષ્ટિનું ધ્યાન અરણ્યવાસી સિવાય દુનીઆમાં સંસારી કરી શકતો નથી. પરંતુ મેં કેટલાક સાંભળેલા છે કે બબ્બે ચારચાર કલાક શ્વાસને રોધી શકે છે અને તેઓને અમો સમાધિષ્ટમાની પુજીએ છીએ તો તેનું કેમ ?

**ગુરૂ**—હે શિષ્ય, એ વાત સંસારીની બાબતમાં મિથ્યા છે આવા હશે પરંતુ જેમ પાણીની અંદર ડુબકી મારી રહેનાર માહાવરાથી પાણીની અંદર રહે છે. પાણી તળેના કોઇ પદાર્થોનું જ્ઞાન તેને મળતું નથી તેમ આવા દુનીઆમાં ઢોંગ લઇ મચનાર મનુષ્ય માહાવરાથી બીજાને પોતાનો શ્વાસ રોધ કરેલો બતાવે છે અને પાછી હું મારા આત્માને જોઉં છું તેમ કહી આર્યબંધુઓમાં પોતાનો વક્કર બેસારે છે પણ જેમ પાણીમાં

ડુબકી મારનાર માહાવરા ઉપરાંત ઝાઝીવડી રોકાઇ શકતો નથી અને મુંઝાઇ જવાથી પાણી ઉપર માથું કાઢી બહારની હવા લેછે. તેમ આ ઢોંગી માણુસ છેવટ શ્વાસ લેવા આખરે જાગૃત થાય છે. આવા શ્વાસ રોધનાર શ્વાસ રોંધતી વખત આત્મસ્વરૂપ બીલકુલ જોઇ શકતા નથી, પણ એનો તો આ વખતે એજ કલ્પના થાય છે કે મારો બતાવેલ ટાઇમ ક્યારે પુરો થાય, અને હું શ્વાસ લઉં. આજ કલ્પના હૃદયમાં રહ્યા કરેછે. આવા પુરૂષો દુનીઆદારીમાં રહી સતી સેવકો આગળ બિરાજી શાસ્ત્રાર્થ આપનાર જ્ઞાનીઓ ઘણાં પુસ્તકો વાંચી બનેછે. પણ તેઓ સમાધિષ્ટ પ્રયોગ પોતે કરે છે. તે તદન ખોટું માન કેમકે સમાધિષ્ટ પુરૂષ કદી તારો (ગૃહસ્થાશ્રમીનો) સત્સંગ કરશે નહીં અને તે સંસારમાં રહેશેજ નહીં કેમકે તેવા પુરૂષને સતી સેવકો કરવાની અને સંપ્રદાય બાંધવાની કે દુનિઆનાં મનુષ્યોને બોધ આપવાની ઇચ્છા કદી થશેજ નહીં માટે તું તો સામાના ઉપર ટાટક લગાવી તેને સમાધિષ્ટ બનાવ. અને વિશ્વદૃષ્ટિમાં લાવ. કે તને આત્માનો પ્રત્યક્ષ પ્રમાણ આપી ખરો રસ્તો બતાવશે માટે તારે મિથ્યાડોળમાં ફસાવું નહીં.

શિષ્ય—મેસમેરિઝમ એટલે શું ? એનું મને યથાર્થ જ્ઞાન આપવા દયા કરશો.

ગુરૂ—સાંભળ યુરોપમાં મેસમર નામે એક અંગ્રેજ હતો, તે આપણા દેશમાંથી સને ૧૭૮૧ માં સંવત ૧૮૩૭ માં આવી હૈદ્રાબાદના એક ફકિર પાસેથી આ વિદ્યા શીખી ગયો હતો જેણે

પોતાનું નામ અમર રહેવા આ વિદ્યાનું નામ **મેસમેરિઝમ** પાડ્યું. **મહમદ પેગંબર** અને તેના સોબતી **અલી** પાસે આ વિદ્યા હતી. ફારશીમાં આ વિદ્યાને **ઇલ્મતવજ્જ:** કહેછે. આપણી આર્ય ભાષામાં તેને **માનસ પ્રયોગ. માનસિક પ્રયોગ. પ્રાણ વિનિમય** કે આ પુસ્તક પ્રમાણે **પ્રાણ પ્રયોગ** પણ કહેવામાં આવે છે. કેમકે આ વિદ્યામાં અને **ક્રિયા**માં એક બીજાના પ્રાણનો (મનનો) અરસપરસનો ઐક્યતાનો પ્રયોગ કરવામાં આવે છે. માટે તું **મેસમેરિઝમ** કે ગમે તે કહે પણ આ **વિદ્યાનો સિદ્ધાંત** ઉપર કહ્યો તેજ છે.

**શિષ્ય—પ્રાણ પ્રયોગ** યાતો **મેસમેરિઝમ** મનુષ્ય ઉપરજ, થાય કે બીજા પ્રાણી કે પદાર્થો ઉપર પણ થઇ શકે ?

**ગુરુ**—જેનું **ત્રાટક** સિદ્ધ છે ( એક કલાક સુધી જેની આંખ સ્થિર રહે છે.) તેવા પુરૂષ ગમે તે પ્રાણી કે પદાર્થમાં દાખલ કરી શકે છે. જાનવર ઉપર દ્રષ્ટિ ચોડવાથી થોડી મુદતમાં જાનવર **વિધાયક** ને હવાલે આવી જાય છે. જડ અગર પ્રવાહી પદાર્થમાં જે ગુણ કલપશો તે દાખલ થશે. મનુષ્યો પ્રથમ **તંદ્રા** માં આવી આંખ બંધ કરી દેશે. અસલ રૂષિઓ અરણ્યમાં સિંહ, ચિત્તા, હાથી, સર્પ, વીંછી આદી તમામ પ્રાણીને આ ક્રીયાવડે વશ કરી સર્વને પોતાના સ્થળમાં ઐક્યતાથી રાખતા.

કેટલાક ફકીરો સાધુઓ પોતાનું **ત્રાટક** જડ પદાર્થ જેવી કે સોટી ઉપર ચડાવી તે સોટી હરકોઇ પ્રાણી ઉપર ફેરવી તેના બળવડે

તે પ્રાણીને સમાધિષ્ટ બનાવતા વળી કેટલાક સોટી વડે રોગો પણ કાઢતા અને આ ક્રિયાવડે હાલમાં પણ કાઢે છે. ( સોટીથી રોગ કાઢનારને મારા અનુભવ પ્રમાણે સોટી તુલશીના લાકડાની રાખવી અને તે લાકડી પરજ માર્જન કરવું. )

**શિષ્ય**—ગુરૂજી મેં શાસ્ત્રમાં વાંચ્યું છે કે અસલ બાણાવળીઓ, બાણ ફેંકી તે બાણને આજ્ઞા આપતા કે અમુક કાર્ય કરી પાછું મારી પાસે આવ. આ હુકમ માન્ય રહેતો કે કેમ ?

**ગુરૂ**—હા જે પુરૂષે **ટ્રાટક** સિદ્ધ કર્યું છે. તે પુરૂષ **તીરને** પોતાના હાથમાં લઇ તેના સામી એક દ્રષ્ટિ લગાડી પોતાના મનમાં સંકલ્પ કરતા કે અમુક કાર્ય કરી પાછું મારી પાસે આવજે. આમ હુકમ કરી પાછા આવવાની શક્તિ તે બાણ (તીર)માં દાખલ કરી તે સામા ઉપર ફેંકતા તો તે મુજબ થતું તેમાં કાંઇપણ શક જેવું નથી. તેની ખાત્રી **मेसमेरिझम** નો જેમ જેમ તું અમલ કરતો જઇશ તેમ તેમ તારા હૃદયમાં અનુભવ સિદ્ધ થશે કે તારે તારા ચિત્તને કોઇપણ પ્રકારે ડામાડોળ કરવાની જરૂર રહેશે નહીં.

આ તમામ ક્રિયા થવાનું મૂળ તો **ट्राटक**જ છે. હવે **ट्राटक** બે પ્રકારનાં છે. ૧ **अंतरद्रष्टि ट्राटक**. ૨ **बहारद्रष्टि ट्राटक**. અંતર દ્રષ્ટિ ટ્રાટકથી પોતાનું આત્મસ્વરૂપ જોઇ શકાય છે, અને બહાર દ્રષ્ટિ ટ્રાટકની સામાનો આત્મભાસ તેના કાર્યોથી તું જોઇ શકે છે. તથા સિદ્ધ માની શકે છે.

**શિષ્ય**—દયાનીધી ! **ट्राटक** સિદ્ધ થયું હોય કે આઠ આની સિદ્ધ થયું હોય આવે વખતે સામા પ્રાણી (મનુષ્ય) ઉપર ચડાવવા

શી રીતે ક્રિયા કરવી અને શી રીતે તેના ઉપર **મેસમરિઝમ** ચડાવવું તે આપ કૃપા કરી બતાવશો જેથી હું આપનો પૂર્ણ આભારી થઇશ.

ગુરૂ—હે શિષ્ય સાંભળ સૂર્યના અસ્ત પછીના વખતે એક એકાંત હોલ યા ઓરડો યા ગુફામાં જઇ બે ખુરસીયો ત્યાં રાખવી એક ખુરશી ઉપર તમારાથી ઓછી તાકાતના આસ્તિક સ્ત્રી પુરૂષ અથવા બાળક કે બાળકી હોય તેને બેસાડવા (તમારૂં ટાટક સિદ્ધ હોય તો તમારાથી વધારે તાકાતના માણસને પણ તમો ચડાવી શકશો કેમકે હાથી જેવાં પ્રાણીને પણ મેસ્મેરીઝમ થઇ શકે છે પણ આટલી સત્તાવાળું **ટાટક** યોગીયોનુંજ હોય છે ) પછી તેના પગ જમીનને આડે તેટલી ઊંચાઇની ખુરશી બેસનારની જોઇયે કદાચ વિશેષ ઊંચી ખુરશી હોય ને સામાના પગ અદ્ધર રહેતા હોય તો પગની નીચે કાંઇ પદાર્થ કે વસ્ત્ર ગાડલી માફક કરીને તળે મૂકવું કે તેના પગ ઉથડક ન રહે, ( આ તમારી સામે બેસનાર મનુષ્યને તમારે **વિધેય** નામથી યાદ રાખવું અને તેની પીછાન માટે આગળ ઉપર **વિધેય** શબ્દજ વાપરવામાં આવશે) હવે તમારે સામેની ખુરશી-ઉપર બેસવું. ( સામો બેસનાર માણસ આ પુસ્તકમાં **વિધેય** નામથી ઓળખાશે તેમ કરનાર એટલે મેસ્મેરીઝમ ચડાવનાર માણસ તમો પોતે **વિધેયક** નામથી આ પુસ્તકમાં ઓળખાશો એ યાદ રાખવું.) તમારા બંન્ને પગ **વિધેય** ના બને પગના આંગળા ઉપર સાધારણ દાબથી ફક્ત તમારા આંગળાનો ભાગજ રાખવો. તમારા પગની

પાનીઓ તમારે **વિધેય** ના આંગળાંને અડે નહીં તેવી રીતે રાખવી અને પછી **વિધેય** ના આંગળાંને અડે નહીં તેવી રીતે **વિધેય** નો જમણો હાથ લઇ તેનો અંગોઠો તમારા ડાબા હાથના અંગોઠા સાથે મીલાવવો. અંગોઠાની નીચેનો ભાગ ( અંગોઠાના સુધીનો ) પણ અરસપરસ મીલાવી રાખવો અને તમારાં બાકીનાં ચાર આંગળાં **વિધેય** ના પકડેલ અંગોઠાના પાછળના ભાગની ચામડી ઉપર સાધારણ જોરથી દાબવાં, તેમ **વિધેય**ને પણ કહેવું કે તારાં ચાર આંગળાં મારા અંગોઠાના પાછળના ભાગમાં સાધારણ જોરથી દબાવ. જાદે બળ દેવું નહીં. ફક્ત સાધારણ જોરથી એક બીજાને પોતાનો અવયવ નથી દબાતો એમ ભાસ થાય એવી રીતે દાબવું. એજ પ્રમાણે **વિધેય** ના ડાબા હાથ સાથે તમારા જમણા હાથને ઉપર મુજબ મીલાવી રાખવો.

બાદ એક મીણબતી કે બત્તિ, યા તેલનો દીવો ( ગ્યાસલેટનો કદી વાપરવો નહીં શાથી જે આંખને ઇજા કરે છે ) એવી રીતે ગોઠવવા કે **વિધેય**ના મુખ ઉપર પૂર્ણ પ્રકાશ પડે. આવી રીતે દીપક ગોઠવ્યા પછી તમારી દ્રષ્ટિ જેમ લીલા કાગળના બિંદુ ઉપર સ્થિર રાખતા હતા તેવીજ રીતે ઉપરની ક્રિયા કર્યા બાદ **વિધેય** ના મુખના કોઇ ભાગ ઉપર સ્થિર રાખવી અને તમારાં જોડેલાં આંગળાં ધીરે ધીરે **વિધેય** ને ખબર ન પડે તેવી રીતે દાબતા જવાં. જાદે નહીં, આ ક્રિયા કરતી વખતે તમારે પ્રથમ **વિધેય**ને ચેતાવવો, કે તું તાર ચિત્તને

સ્થિર રાખી મારા ઉપર વિશ્વાસ રાખજે જેથી હું તને સ્વર્ગાદિ કે કોઇ ઇષ્ટનું સ્વરૂપ કે તારા વડીલનું સ્વરૂપ બતાવીશ માટે મારા ઉપર પૂર્ણ આસ્તા રાખ અને મારા સામી એક દ્રષ્ટિથી જોઇ રહે. ( વખતે તારી આંખ વિંચાયતો વીચવા દેવી ) જે વખત તું જોઇ રહે તે વખત તારી આંખોમાં ઊંઘ આવે તો તું જોર કરીને ઉઘાડીશ નહીં એમ विधेयने સુચના આપવી પછી विधायके પોતાના મનમાં संकल्प કરવો કે હું टाटक બળે કરીને विधेय ના શરીરમાં तंद्रा દાખલ કરૂં છું અને विधेयने સુવાડું છું. બાદ આગળ मूर्छा અવસ્થામાં પોચાડીશ છેવટ अनुवृति લાવી विश्वद्रष्टिमां મૂકીશ. આમ સંકલ્પ કરી પછી પોતાનો પ્રયોગ શરૂ કરવો ને તમારી આંખ विधेय ના મુખ ઉપર આગળ કહ્યા પ્રમાણે લગાડવી. विधेयने જલદી સુવાડવા માટે તમારી આંખને विधेयना મુખ ઉપર ઉપર કહ્યા પ્રમાણે કોઇપણ અમુક ભાગ ઉપર આંખ નહીં લગાડતાં विधेयनी ડાબી આંખની કીકી ઉપર તમારી દ્રષ્ટિ લગાડવી. આ વખતે તેની કીકીની અંદર બિંદુ કલ્પી તે ઉપર તમારી દ્રષ્ટિ ચોંટાડવી. કેટલાક विधायक બે નેણની વચેના भृकुटिना ભાગમાં એટલે તે ભાગ ઉપર પોતાની દ્રષ્ટિ ચોંટાડે છે. પણ હું તો મારા અનુભવ પ્રમાણે विधेयनी ડાબી આંખ ઉપરજ દરેક વખતે દ્રષ્ટિ ચોટાડું છું. શાથી જે ભ્રકુટી ઉપર દ્રષ્ટિ ચોટાડતાં विधेयने થોડા વખતમાં માથું ચઢી આવે છે જેણે કરીને તેનું મન કંટાળી વ્યગ્ર થાય છે. આપણા ઉપરથી તેની આસ્તા ખસે

છે આથી કરી આપણી મુરાદ બર આવતી નથી કેમકે કંટાળેલ માણસ વિભ્રમચિત્તવાળો થાય જેથી કરી આવા વિધેય ઉપર આપણા ટ્રાટકની કાંઇ અસર થશે નહીં જો થશે તો ઘણી મોડી થશે, કે તમે પણ કંટાળી જશો. માટે મારા અનુભવ પ્રમાણે આંખ ઉપરજ આંખ મારવાથી વધારે વખત નહીં લાગતાં વિધેય જલદી તંદ્રામાં આવી શકે છે. (તંદ્રાવસ્થાની સાવંતી–વિધેયની આંખ મિંચાઇ જાય તેજ છે) જેવી વિધેયની આંખ વિંચાણી કે થોડીવાર સુધી તમારી આંખ તેની આંખ ઉપરથી એક મિનિટ સુધી ખસેડવી નહીં. આ વખતમાં તમોએ વિધેયના જે અંગુઠા દબાવેલા તે ધીરેધીરે વિધેય ન જાણી શકે તેમ છોડી દેવા. છોડવામાં ઘણી ચતુરાઇ વાપરવી. પછી તમારે ત્યાંથી એકદમ ધીરેથી ઉઠી જવું. આસપાસ અવાજ કે ખખડાટ થવા દેવો નહીં. ને તમારે તમારી ખુરશી ઉપરથી પણ ધીરેથી ઉઠી જવું ને તે ખુરશી વિધેયને ખબર ન પડે તેવી રીતે ત્યાંથી ઉપાડી એક બાજુપર મૂકી દેવી. પછી તમારે વિધેયની સામે એક હાથ દૂર રહેવું અને તમારા જમણા હાથનો એવી રીતે આકાર કરવો કે જેમ તમે હાથમાં એક શેરીયો લાડુ પકડયો હોય અને જેવી રીતે તમારા હાથના આગળાં અંગોઠો રાખો તેવી રીતે હાથને કરી પછી વિધેયના કપાળ ઉપર તેના કપાળ ઉપર એક ઇંચ છેટે તમારો હાથ એક મીનીટ સુધી રાખી પછી તે હાથ ધીરેધીરે મોઢાપર લાવી ત્યાંથી પ્રથમ વિધેયના એક હાથના પડખા તરફ ધીરેધીરે ઉતારી, કેડ, સાંથળ, પીંડી, અને છેવટ પગના આંગળા સુધી તમારે ન-

મતા જવું અને તમારો હાથ નમાડતાં નમાડતાં એકદમ જમીનથી જરા અધર હાથને ખેંચી જેમ મુઠીમાં કાંઇ ચીજ ઝડપથી પકડવાનું કરો તેમ મૂઠી વાળી દેવી. પછી એકદમ હાથ ઉપાડી વિધેયના લલાટ ઉપર ઉપરની માફક એક ઇંચ અદ્ધર રહે, તેવી રીતે હાથને પ્રથમની માફક જાણે કાંઇ પદાર્થ વાળેલી મુઠીમાંથી ફેંકતા હોઇએ તેમ કપાળ ઉપર ફેંકી પ્રથમની માફક હાથને પાછો કરવો, વળી જેમ પહેલી વખત કર્યું તેમ તેજ પડખા તરફ ફરી કરવું. આવી રીતે **ક્રિયા** કરવી. આ **ક્રિયાને લંબશ્વાસ** અથવા **માર્જન** કહે છે. આવી રીતે માર્જન પંદર વિશ મિનિટ બંને પડખા તરફ થઇને કરવું. આ **ક્રિયા** કરતી વખત તમારી દ્રષ્ટિને **વિધેય**-ની ભ્રકુટીના મધ્ય ભાગમાં રાખવી, અને ક્રીયા કરવી. **વિધેય**ની જે આંખો વિંચાણી છે, તે અતી ભારે થઇ જશે. મતલબ કે આટલા વખતની અંદર તમારી **દ્રષ્ટીનું ત્રાટક** ત્યાંથી ખસેડવું નહીં તેમ તમારે પોતાને હિમ્મતવાન રહેવું કે હમણાં હું એને સુવાડી આપું છું. ખરે ! વીશ મીનીટની અંદર **વિધેય** સુઇ જશે અને **તંદ્રાવસ્થા** પુર્ણ પ્રાપ્ત થશે ( કંઇક જાગ્રતિનું ભાન અને કાંઇક નિંદ્રાનું પ્રચલન તે **તંદ્રા**. ) બાદ બે મિનિટ **વિધાયકે** વિશ્રામ લેવો અને પાછું માર્જન કરવું એટલે વિધેય **નિંદ્રાવસ્થામાં** આવી જશે બાદ વળી **વિધાય** ક બે મિનિટ વિશ્રામ લેવો. પછી આગળ માફક સામા ઉભા રહી માર્જન કરવાથી **મૂર્છાવસ્થા** પ્રાપ્ત થશે. ખાતરીને માટે તપાસ કરવા સારૂ **વિધેયનો** હાથ તમારે ઉપાડવો, અને અધર કરી માથા સુધી લઇ

જાઇ ત્યાં ઉંચો રાખવો, તો તે પ્રમાણે રહેશે. બીજો હાથ પણ તેમજ કરવા ચાહાશો તો તે પ્રમાણે થશે. આ વખતે તમે विधेयના કોઇ ભાગમાં ચોંટી ખણશો, તોપણ તે જાગૃત થશે નહીં. મુડદા માફક ખુરશી ઉપર માથું ઢાળી તે પડયો રહેશે. જેવી રીતે શરીરના અવયવ કાપતી વખત ડાક્ટરો क्लोरोफोर्म સુંઘાડી મનુષ્યને આ અવસ્થામાં લાવે છે, તેમ આ मूर्छा अवस्थामां વિધેયનો ગમે તે અવયવ કાપશો, તોપણ તે જાગૃત થશે નહીં તેમ બીજા દ્રષ્ટાઓના અવાજને પણ સાંભળશે નહીં. આ અવસ્થામાં विधेय આવ્યા બાદ विधायके પાંચ મિનિટ જેટલો વિશ્રામ લેવો અને પાછું માર્જન આગળ કરતાં તેજ પ્રમાણે શરૂ કરવું પછી વળી થોડી વખતમાં તપાસવું તો विधेय अनुवृति अवस्थामां આવી જશે. અવસ્થાની પીછાણને માટે विधायके એટલીજ ખાતરી કરવાની છે કે પોતે विधेयના સામા ઉભા રહી પોતે विधायक પોતાના હાથ પગ કે મુખના ચાળા કરશે, તેવીજ રીતના विधेय પણ સામા કરવા લાગશે. विधायक દાંત કાઢવા લાગશે તો विधेय પણ સામો દાંત કાઢવા લાગશે. આ વખતે विधेय આ સંસારી દુનિયાના ત્યાગપણામાં છે. એમ તમારે સમજવું, ને તે નિર્વિકલ્પ અવસ્થાને પ્રાપ્ત થયો છે, જેથીજ તમારી સામે બાળચેષ્ટા કરવા લાગશે. હે શિષ્ય! જે જે આ ઉપરની विधेयની અવસ્થા બતાવી તે તમામ તારા કાર્યને કાંઇ મદદ કરનાર નથી. આતો હજી જેમ સ્કુલમાં બાળકો પાસ થઇ દરેક સાલ ધોરણવાર ડીગ્રી મેળવે છે તેમ વિધેય અમુક અવસ્થાની ડીગ્રી મેળવ્યા સમાન સમજવું. આ

વખતે તમારે પાંચ મિનિટ વિશ્રામ લેવો, અને પછી પ્રથમની માફક માર્જન શરૂ કરવું. પાંચ મિનિટ પણ માર્જન નહીં કરો તેટલામાં વિધેય વિશ્વદ્રષ્ટિમાં બિરાજશે. આ વખતે તમારે હવે માર્જન બંધ કરવું અને વિધેયના સામે ખુરશી નાખી બેસવું. એક બે દ્રષ્ટા જેની આગળ આ પ્રયોગ કરવાનું તમે ધાર્યું છે તેઓને હવે તમારી પાસેથી જરા દૂર બેસાડો ને તમે હવે વિધેયને સવાલ કરવા લાગો. આ વખતે તમે જે જે ભૂત, ભવિષ્ય અથવા વર્તમાન સવાલ પુછશો તેનો જવાબ વિધેય અથથી ઇતી સુધી બતાવશે. કદાપી જમીનની અંદરના પાણીના વહે પાણીની ઉંડાઇ દાટેલ દ્રવ્ય વગેરેની જે જે માહીતી તમને નથી તેવી માહીતી જે જે સ્થળની કહેશો તો તે તમામ બતાવશે, અને ખુલાસાવાર જવાબ આપશે. જમીન ઉપરની કોઇ દૂર દેશની કાંઇ વાત અગર કોઇ અમુક માણસના મકાનની સ્થિતિ અગર અમુક માણસ ક્યાં હશે અને શું કરે છે વગેરે તમામ સવાલો પુછી ખુલાસા માગશો તો તે તમામના જવાબ સંતોષકારક આપશે. કોઇ કાગળની અંદર કાંઇ શબ્દો વિગેરે લખશો અને તમે વિધેયને કહેશો કે આ વાંચી આપ એમ કહી તેના મુખ સામે ધરશો એટલે અભણ છતાં વાંચી આપશે. કોઇ વખતે વિધેયનાં ચર્મ ચક્ષુ માથા પછવાડે અગર છાતીમાં અગર પગના તળીયામાં આવી જશે આવી વખતે તે કાગળ તમારે ઉપરના સ્થળો પૈકી દરેક સ્થળે રાખી તેને પુછતા જવું. જે સ્થળે ચક્ષુ હશે તે સ્થળે કાગળ રહેશે ત્યારે તે બરાબર વાંચી શકશે માટે ખાત્રી સારૂ દરેક સ્થળે રાખી

જોવો વળી તમો જે સ્થળમાં તેને મોકલશો તે સ્થળમાં તે **વિશ્વદૃષ્ટિયે** કરીને જશે અને જોશે. ત્યાં તમારી સાથે તે સ્થળના ખુલાસાવાર જવાબ કરશે. જ્યારે **વિધેય** ઘણી વખત **વિશ્વદૃષ્ટિ**માં રહેવાથી કંટાળી જાય અથવા થકી જાય અથવા સવાલના જવાબ આપતો બંધ થાય તો એવે વખતે તમારે તેને ગભરાટમાં નહીં નાંખતાં એકદમ જાગૃત કરવો અને તે જાગૃત કરવાને માટે ઉપર જેમ માર્જન કરતા હતા તેથી ઉલટી રીતે શરીરના પછવાડેના ભાગ તરફ આગળની માફક હાથ કરી પ્રથમ પગની પાનીયેથી હાથ લઇ ધીરેધીરે માથા સુધી લઇ જવો. એમ પાંચ મિનિટ માર્જન કરશો કે **વિધેય** જાગૃત થઇ પોતાની આંખો અત્યાર સુધી બંધ રાખી બેઠો હતો તે ઉઘાડી જાગૃત અવસ્થામાં આવશે.

આવી રીતે માર્જન તેની આંખો ખુલ્લે ત્યાંસુધી કર્યાબાદ જો તેનામાં ખુરશી ઉપરથી ઉઠવાની તાકાત ન આવે તો ગુલાબજળ પાસે રાખવું તે છાંટવું. આ વખતે **વિધાયકે** નહીં ગભરાતાં પોતાના હૃદયમાં દ્રઢ સંકલ્પ કરવો કે હું હમણાં **વિધેયને** જાગૃતીમાં લાવી સાજો બનાવી દઉં છું એમ કલ્પના કરતા જવું ( ઉલટું માર્જન કરતા જવું ) અને ત્યાં બેઠેલા દ્રષ્ટાઓને એકદમ દૂર કરી તે મકાનમાં બારી બારણાં તમામ ખુલ્લાં મુકી દેવાં અને મુખ ઉપર ગુલાબજળ છાંટી શાન્ત રહેવા દેવો. થોડીવારે હવાનાં રજકરણો અંદર પ્રવેશ કરી **વિધેયને** જાગૃત કરશે.

આ અવસ્થામાં **વિધેયના** સંબંધમાં મારે એટલું કહેવું

બાકી રહી જાય છે કે હરવખતનો વિશ્વદ્રષ્ટિમાં લાવનાર વિધાયક તેજ હોય છે, કે જેની સત્યવાક, નિષ્કપટીપણું અને જેનામાં બ્રહ્મચર્યપણું હોય છે, તેવા પુરૂષ હરેક વખત પોતાના વિધેયને વિશ્વદ્રષ્ટિમાં લાવે છે. વિધેય બનતા સુધી પોતાના કુળના લોહીથી બનેલો અથવા પોતાના લોહીથી બનેલો હોય તેવા માણસ ઉપર પોતે વિધાયક થઇ મેસ-મેરિઝમ ચડાવશે તો તે બેધડક વિશ્વદ્રષ્ટીમાં લાવી શકશે સિવાય બીજાને વિધેય કરી વિશ્વદ્રષ્ટિમાં લાવવા ધારશો તો પહેલી વખતે નહીં આવે તો બીજે દિવસ તેજ વખતે એમ એકાદ બે દિવસ કરેથી તે વિધેય તમારા કબજામાં આવી જશે અને વિશ્વદ્રષ્ટિ સુધી પહોંચી શકશે.

જે વખતે વિધેય વિશ્વદ્રષ્ટીમાં બિરાજતો હોય તે વખત તેની પ્રકૃતિમાં તમે ફેરફાર કરવા ધારશો અને તે કબુલ કરે તો તે કબુલત કરી તે પ્રમાણે પ્રકૃતિમાં ફેરફાર કરશે. વળી કોઇ અમુક ધર્મ પાળવા અગર અસત્ય સત્ય બોલવા પ્રતિજ્ઞા આ-પશો, અને આ વખતે તે કબુલત આપે તો તે જાગૃત થયા બાદ દુનિઆદારીમાં રહેશે ત્યાં સુધી પાળશે. કદી છોડશે નહી.

શિષ્ય—ગુરૂજી ! ખુરશી ન હોય તો મેસમેરીઝમ શી રીતે ચડાવવું.

ગુરુ—કોઇ ઠેકાણે એવી અગવડતા હોય કે ખુરશીઓના સાધન ન મળે તો તે વખતે વિધેય ને ગાડવાપર ભીંત નજીક બેસારવો. તેના પગની પલોંઠી વળાવી બેસારવો અને તમારે પોતે પણ એક સામે ગાડલું નાખી પલોઠી વાળી બેસવું ફક્ત અંગોઠા આગળ બતાવ્યા પ્રમાણે એક બીજાના ડાબા

જમણી પકડવાની ક્રિયા આગળ માફક કરી **વિધેયની** આંખ વિંચાતાં સુધી તમારી આંખનું ટાટક તેની ડાબી આંખ ઉપર લગાડયા કરવું. તે **વિધેયની** આંખ વિચાય પછી હાથ છોડી દેવા ને જેવી રીતે ખુરશી ઉપર **વિધેયને** તમે ઉભા થઇ જમણા હાથથી માર્જન કરતા તેમ આ સ્થળે બેઠાં બેઠાં માર્જન કરવું અને ઉપરની એક પછી એક આગળ બતાવ્યા પ્રમાણે ક્રિયા કરી **વિધેયને** વિશ્વદ્રષ્ટિ સુધી લાવવો.

કેટલાક **વિધેયને** ખાટલા કે ગાડલા પર ચત્તો રવડી તેના હાથ પણ નહીં પકડતાં તેની આંખ ઉપર પાસે (પડખે) રહી પોતાનું દ્રષ્ટિ ટાટક લગાડી **વિધેયની** આંખ વિંચાવે છે અને પછી આગળ બતાવ્યા પ્રમાણે ક્રિયાઓ ચલાવી માર્જન કરી **વિશ્વમાં** લાવે છે. કેટલાક **દુપટો લઈ** તેનો એક છેડો **વિધેયને** આપી બીજો છેડો પોતે પકડી પછી પોતાની દ્રષ્ટિ ટાટક તેની આંખ ઉપર લગાવે છે. **વિધેયની** આંખ વિચાયા બાદ દુપટો પોતે છોડી દે છે. પછી **વિધેય** ઉપર પોતે માર્જન કરે છે. આમ જેમ જેને ફાવે તેમ તેમ **ક્રિયાઓ** કરે છે, દરેક **ક્રિયાનું** મુળ **વિધેયની** આંખ વીંચાવવી તેજ છે. પછી **નીંદ્રા, મુર્છા, અનુવૃત્તિ** વગેરે અવસ્થામાં લાવે છે. શીખનાર વિદ્યાર્થીએ એક વખત જાણનાર **વિધાયક** પાસે બેસી જાતે **ક્રિયા** જોવી અને શીખવી પરંતુ અક્કલવાન પુરૂષો આ પુસ્તક વાંચી ટાટક સિદ્ધ કર્યા બાદ પોતાની અક્કલથી અનુભવ લેશે તેમ તેમ તેઓને આ વિદ્યા સંબંધી અનુભવ મળતો જશે. પરંતુ જો તે હીંમત રહીત હોય તો તેણે આ વિદ્યાના અભ્યાસી કદી થવું નહીં તેમજ **વિશ્વદ્રષ્ટિમાં વિધેય** આવ્યા બાદ ઉપરનું માર્જન કદી

કરવું નહીં કેમકે ઉપરની અવસ્થા લાવીને તે ઉતારવાની તાકાત પ્રવર્તાવવાથી યોગેંદ્ર શિવાય બીજાના હાથમાં નથી, એમ હું મારા જાતિ અનુભવથી માનું છું.

**શિષ્ય**—દરેક **વિધેય** ઉપર **મેસમેરીઝમ** ચડતું હશે કે કેમ ?

**ગુરૂ**—ના, ઉપર બતાવ્યા પ્રમાણે દરેક **વિધેય** પાયરી દર પાયરી ચડી શકતો નથી. કેટલાકને ચડે છે, તે યથેષ્ટ બને છે. કેટલાકને બીલકુલ ચડતું નથી ( કેમકે તેનું ચિત્ત ઘણું વ્યગ્ર અને દુનીયાદારીનો ઘણો દુખી હોય છે અને ઘણો કરજદાર હોય છે તેવાને ચડતું નથી. કેટલાકને ફક્ત નિંદ્રાજ થાય છે. કેટલાકને **મુર્છાવસ્થા** થાય છે એમ બધું ઓછું થવાનું કારણ ઉપરના કૌંસમાં બતાવ્યું તે છે. પણ જો તમારામાં **ટાટક**ની આઠઆની સિદ્ધતા હશે, અને તમો હિમ્મતવાન હશો તો તમારાથી ઓછી તાકાતવાળા **વિધેયને** હર વખતે ચડાવવામાં પછાત નહીં રહો, કદાપી કોઇ તમારાથી વધારે તાકાતવાળો **વિધેય** આવી જાય, તો તેના ઉપર પાંચ સાત દિવસ સુધી હંમેશના એક ટાઇમેજ ક્રિયા કરવી એથી કરી તમારા **દ્રષ્ટિ ટાટક** વડે તેનામાં કમતાકાત લાવી શકશો અને તેના મજબુત તત્વો તોડી શકશો. આ વખતે તમારે પ્રથમ સંકલ્પ બતાવ્યા પ્રમાણે મનમાં કરેજ જવો, પછી તેના અંગોઠા પકડવા.

**શિષ્ય**—પાંચ સાત **વિધેય** હોય તેમાંથી કયા ઉપર આપણી અસર જલદી થશે ? એથી **વિધેય** ગોતવાની કાંઇ પરીક્ષા હશે ?

**ગુરૂ**—હા, એક ટેબલ ફરતી જેટલા **વિધેય** તેટલી ખુરશીઓ મુકવી અને તમારે પણ એક ખુરશી ઉપર બેસવું તમામ **વિધેયના**

જમણા હાથ ટેબલ ઉપર કોણીથી આંગળાં સુધીનો ભાગ ચતો રખાવવો પછી તમારે દરેકના હાથ ઉપર ટેબલને પડખે ઉભા રહી ખભાથી આંગળા સુધી આગળ બતાવ્યા પ્રમાણે જેમ શેરીઓ લાડુ હાથમાં રાખ્યો હોય ને આપણાં આંગળાં રહે તેમ આપણો હાથ તેના હાથના ખભાથી અર્ધો ઇંચ તેના હાથના કોઈ ભાગને આપણાં આંગળાં સ્પર્શ ન કરે તેવી રીતે ધીરે ધીરે તેના હાથનાં આંગળાંનાં ટેરવાં સુધી માર્જન કરે જવું ( પાંચ સાત મીનીટ કરે જવું ) એમ દરેકને કરવું આવી રીતે કરતાં જે **વિધેય**ના હાથપર ખાલી ચડે અથવા કાંઇ ઝણઝણાટ વહેલો થાય તેવા વિધેયને તમારૂં **મેસમેરીઝમ** વહેલું ચડશે એમ જાણવું. આ તેની પરીક્ષા સમજવી. કેટલાક **વિધેય**ના કપાળ ઉપર, પોતાનો હાથ, અર્ધો ઇંચ, દુર રાખી તે પ્રમાણે પાંચ મિનીટ રાખે છે. પછી પોતાનો હાથ પાછો ખેંચે છે. આમ **વિધાયક** પાછો હાથ ખેંચતાં સુધીમાં પોતાનું દ્રષ્ટિ-ત્રાટક વિધેયના બે નેણ વચેના ભાગમાં રાખવું. જેવો વિધાયકે પાછો હાથ ખેંચ્યો, તેવોજ **વિધેય**ના માથાને આંચકો લાગશે અને તેનું માથું **વિધાયક**ના હાથ તરફ જરા ખેંચાશે આમ અનેક તરેહની પરીક્ષાઓ છે જેવી **વિધાયક**ની કૃતિ અને તેનો જાતી અનુભવ.

**શિષ્ય**—ગુરૂજી આપે કહ્યું કે આ વિદ્યાથી રોગો પણ નીકળી શકે છે. તો કૃપા કરી તે બાબત ખુલાસો કરશો.

**ગુરૂ**—તું ખચીત માન કે તમામ પ્રકારના નાના મોટા રોગો આ વિદ્યાના બળથી **વિધાયક** કાઢી શકે છે એવી આ વિદ્યાની મહાવતા છે પણ તેટલી મહત્વતાએ પહોંચવાને ઘણો વખત છે. આવા **વિધાયક નિર્વિકલ્પ** પદને પામેલ હોય છે પરંતુ તું સાધારણ રોગો કાઢી શકીશ મારો એ મત છે. પ્રથમ તું જેનો રોગ કાઢવાનો

વિચાર ધારે છે, તે રોગીને જો ખુરશી ઉપર બેસવાની તકાત ન હોય તો બિછાના ઉપર સુવાડી તમારે પડખે બેશી અથવા ઉભા રહી રોગીના બે નેણુની વચેના ભાગ ઉપર દ્રષ્ટિ લગાડવી, અને એ વખતે તમારા હૃદયમાં સંકલ્પ કરવો કે હું આ રોગીની આંખો વીંચાડીશ. પછી નિંદ્રા અવસ્થામાં લાવીશ. બાદ મારા માર્જન બલ-વડે મારા હાથની ક્રિયાથી હવાની અંદરનાં રજકણો જે રજકણો આ રોગીના રોગને કાઢી શકે તેવાં રજકણો રોગીના શરીરમાં દાખલ કરૂં છું એમ સંકલ્પ કરી તેના ઉપર માર્જન કરવું. આમ આશરે પંદર વિશ મિનીટ કરશો એટલે દરદી સુવા મંડી જશે અને તેની આંખ વિંચાઇ જશે બાદ જેમ સાદા વિધેય ઉપર તમારી ક્રિયા ચલાવો છો તેમ આ રોગી વિધેય ઉપર ચલાવો. આ વિધેયને કોઇ પણુ જાતના સવાલ જવાબ કરવાની જરૂર નથી, અને તેને અનુવૃતિ અવસ્થા સુધી હંમેશાં લાવવો પછી ઉલટા માર્જને જાગૃત કરવો. એમ હંમેશાં રોગી ઉપર કરતાં જવું. હમેશનો એકજ ટાઇમ રાખવો એમ આઠ દસ કે પંદર વીશ દહાડે રોગી તદ્દન રોગથી મુક્ત થશે. તમો જે વખત રોગી વિધેય ઉપર માથાથી પગ સુધી માર્જન કરો તે વખત એટલું અવસ્ય યાદ રાખવું કે તમારા હાથની મુઠી જેમ સાજા વિધેયને માર્જન કરતી વખત વાળો તેમ આ રોગીના ઉપર માર્જન કરતી વખત વાળવી નહી, પણુ હાથને રોગી વિધેયના પગ તળીયાના આંગળાં પાસે જતાં ઝાટકી નાંખવો. ફેર માથે હાથ લાવી માર્જન કરવું. આ ક્રિયાને ઝટાકપાસ કહે છે. આ પ્રમાણે કરવું કેમકે રોગીના શરીરમાંથી રોગીનાં તત્વો વિધાયકના શરીરમાંથી હાથની આંગળી દ્વારાએ નહીં દાખલ થતાં હાથ ઝાટકવાથી હવામાં મળી જાય છે. એવી રીતે અસ્થા

કલાક હમેશાં ક્રિયા કરી રોગીને જાગૃત કર્યા બાદ તે ઓરડામાંથી બીજા ઘરમાં બારી બારણાં ખુલ્લાં મૂકી સ્વચ્છ હવામાં સુવાડવો અને વિધાયક પછી ત્યાંથી ઉઠી ગાયનું દુધ હાજર હોય તો પીવું; અને પછી બહાર ખુલ્લી હવામાં જંગલમાં ચાલ્યા જવું. અને ફુલો મળે તો સુંઘવાં બગીચામાં ફરવું વીગેરે કામ એક કલાક કર્યા બાદ વિધાયકે બીજે ધંધે વળગવું જો એમ નહીં કરે તો પોતાને રોગીનો રોગ મટવા સંભવ છે, જો રોગી બાળક હોય તો તે બાળકને તેની માતુ અગર પિતાના ખોળામાં સુવાડી અગર બેસાડી તેના હાથને સ્પર્શ કરવાની જરૂર નથી. પરંતુ છેટે રહીને તેની આંખ ઉપર ત્રાટક કરવું અને તેનો રોગ કાઢવાનો હૃદયમાં સંકલ્પ કરવો. બાળકની આંખ વીંચાય કે તરત પાંચ મિનિટથી ઓછું અગર જરા વધારે તેના શરીરના બાંધા અનુસાર માર્જન કરવું. આવા બાળકોના રોગો દૂર કરવાને મેંતો એજ ઉપાય રાખ્યો હતો કે આઠ દશ મોરની પીંછીઓ ભેગી કરી જેમ સાવરણી દોરાથી બાંધી પુળી કરે છે તેમ હીરની દોરીથી બાંધી તે પીંછીવાળી ઝુડી ઉપર વિધાયકે આશરે પંદર દિવસ સુધી પોતાના એકાંત સ્થળમાં સવારસાંજ એવો સંકલ્પ કરવો કે હું આ પીંછીઓ ઉપર અનેક તરેહના બાળકના રોગો કાઢવાની શક્તિ દાખલ કરૂં છું એમ કલ્પના કરી તે ઉપર તમારૂં દ્રષ્ટિત્રાટક દર વખતે અરધો કલાક લગાડી તે પીંછીઓ ઉપર જેમ વિધેયની ઉપર માર્જન કરતા તેમ આ પીંછીની ઝુડી ઉપર માર્જન કરવું અને તે પીંછીની ઝુડીને માર્જન કરી રહ્યા બાદ રેશમી કપડામાં વિંટાળી રાખી જુદાયદી મૂકી રાખવી. જ્યારે જ્યારે માર્જન કરો ત્યારે ત્યારે તે કપડું કાઢી લેવું ને માર્જન કરવું, છેવટે તમારી ઝુડી સિદ્ધ થયા બાદ તે રેશમી કપડાની અંદર વીં-

ટાળી રાખજો. ( કેટલાક તુલસીની લાકડી ઉપર જેમ પીંછીની ઝુડી ઉપર ક્રિયા બતાવી તેમ તુલસીની લાકડી ઉપર ક્રિયા કરી રેશમી કપડાથી તે લાકડી વીંટાળી રાખે છે, અને જ્યારે કોઇના રોગ કાઢવાની જરૂર પડે ત્યારે તે રોગી વિધેયના કપાળ ઉપર તમારૂં પાંચ મિનિટ દ્રષ્ટિટાટક લગાવી, તેનો રોગ કાઢવાનો સંકલ્પ કરી મોઢેથી ફુંક મારો. ( આ ફુંકને દમપાસ કહે છે. ) બાદ પેલી ઝુડીથી માર્જન કરો અને ઝુડી ખંખેરતા જાઓ એમ પાંચદશ વખત કર્યા બાદ તે પીંછીઓની ઝુંડી પાણીમાં બોળી ખંખેરી નાંખો. અને પછી રેશમી કપડે વીંટાળી પાસે રાખો આથી રોગો જાય છે, આ પ્રમાણે મેં સાધારણ રીતે ઘણા રોગો ઉપર અજમાયશ કરી છે. વિધાયકો રોગીઓને એક પાણીના પવિત્ર લોટા ઉપર તે જળની અંદર ( પાણીના ભરેલા લોટાના પાણીમાં ) પોતાનું દ્રષ્ટિટાટક એવો સંકલ્પ કરીને કે આ પાણીની અંદર રોગીના રોગ કાઢવાની શક્તિ હું મારા હાથની આંગળીઓના માર્જનવડે દાખલ કરૂં છું એમ સંકલ્પ કરી તે પાણીની ઉપર દ્રષ્ટિ લગાવી પોતાના જમણા હાથની અંદર જેમ એક લીંબુ ઝાલીએ ને જેવી રીતે આંગળાયો રહે તે રીતે આંગળાયો રાખી તે આંગળાયો પાણીથી અરધો ઇંચ ઉંચાઇએ રાખી તે પાણી ઉપર ગોળ ફેરવ્યા જવી એમ પાંચ મિનિટ કરવું બાદ તે પાણી વિધેયને પાવું વળી વિધેય સ્નાન કરી શકે તો તે પાણી બીજા બોહોળા પાણીમાં નાંખી તે પાણીયે વિધેયને નવરાવવો. આપ જાણો છો કે હિંદુ ધર્મશાસ્ત્રમાં એરૂણ અને ગરૂડણી પાનાજ કુંભમાંથી જનમ્યા છે. આ ક્રિયા કરનાર ઋષિ પોતાનો સંકલ્પ આ વિધાયેજ કર્યો હશે. એ સિદ્ધ થાય છે. કેટલાક વિધાયકો પોતાની મહત્તાઇના ખ્યાલ દેખાડવા ખાતર

પાણી ઉપર માર્જન કરી તે પાણીનો સ્વાદ સંકલ્પ કરી ફેરવે છે. પોતાની ખાતરી માટે વિધાયક આ ખ્યાલ કરે છે ને મેં પણ ઘણી વખત પાણીનો સ્વાદ ફેરવેલ છે.

**શિષ્ય**—ગુરૂજી કૃપા કરી કહો કે ભૂત પ્રેતાદિ વહેમ હશે કે કેમ ?

**ગુરૂ**—હે શિષ્ય એ વાત તદ્દન ખોટી છે. પરંતુ આ દેહની અંદર નાડીઓ રહેલી છે. તે માંહેની કોઇ નાડીમાં એવો પવન ભરાઇ જાય છે કે, તેને શોકાગ્નિમાં ગમગીન અથવા ભયંકર ચિત્તવૃત્તિ બનાવી આપે છે. તેવાઓને અસુધરેલા લોકો ભુતપ્રેતાદીકના વહેમમાં ફસાયેલા માને છે. પણ તે વહેમને મેસમેરિઝમવાળો, ભૂત નહીં પણ એક જાતનો નાડીની અંદર પવન ભરાઇ જવાથી રોગ થયો છે, એમ માને છે. આવા રોગો મરદ કરતાં સ્ત્રીયોમાં વધારે દાખલ થઇ શકે છે કેમકે તેમનાં હૃદય કોમળ છે. જેથી આવી હવા તેની નાડીમાં ઘણે ભાગે રૂતુશ્રાવની વખતમાં અથવા તો સુવાવડમાં દાખલ થઇ જાય છે, અને તેમાં તેની ચિત્તવૃત્તિને જુદા રૂપમાં લાવી મુકે છે. આ હવા કાઢવાના ઉપચારમાં ધુપ કરવામાં આવે છે. અને બ્રાહ્મણો સુરાતનથી ચંડી પાઠ વાંચી મોટે ઘાંટે અવાજ કરે છે. આમ કરવાનું કારણ તેની નાડીમાં કાન, નાક મોઢા દ્વારે ધુપનો પવન અને ભૂદેવોની ઘોઘુનીનો પ્રત્યાઘાત ભરેલ હવાની નાડીને ધડકાવે છે. આથી કરી " કાગનું બેસવું ને તાડનું પડવું " તે મુજબ ભોળા ભૂદેવ ઘણી વખત ફાવી જાય છે. આ પણ એક નાડીની અંદરની હવા બાહાર કાઢવાનો રસ્તો છે. પરંતુ આપણે વિધાયકે તો એમજ કરવાનું છે કે તેને જેમ વિધેય ઉપર અંગોઠા

પકડી માર્જન કરીયે છીએ તેમ આને માર્જન કરી અનુવૃત્તિમાં લાવવે। પછી ઉતારી નાંખવું. ખરો રસ્તો એજ છે, અને તે વખતે પ્રથમ એજ સંકલ્પ કરવો કે આ મનુષ્યના શરીરમાંથી ખરાબ હવા કાઢી સારી હવા દાખલ કરવાની શક્તિ દાખલ કરૂં છું. આથી વિધિશ મૂળ સ્થિતિમાં આવી જશે.

**શિષ્ય**—આપે જાનવરને તાબે કરવા બાબતમાં **મેસમેરીઝમ** ઉપયોગી છે કહ્યું તો જાનવરને માટે શી રીતે કરવું ?

**ગુરુજી**—જે જાનવરને તમો તાબે કરવા ધારો છો તે જાનવરથી જરા દુર રહી મનમાં તેને માટે પ્રથમ પોતાને કબજે થવાનો સંકલ્પ કરવો. પછી તે જાનવરના કપાળ ઉપર છેટે રહી પંદર વીશ મિનિટ ટાટક કરવું. બાદ જાનવરને જમણે પડખે ઉભા રહી હાથથી માથાના ભાગથી પુંછડા સુધી માર્જન કરવું એમ પાંચ સાત દિવસ કરેથી જાનવર તાબે થવાની ધારેલી મુરાદ બર આવશે.

હે **શિષ્ય**—વિદ્યા બળે કરી પોતાના ટાટકો બબે કલાક સુધીના સ્થિર કરી અસલના અઠ્ઠાસી હજાર ભુદેવો ઋષિપદ પામી ગયા છે. મોટા મોટા પીરો પેગંબરો, ડીગંબરો સિધ્ધો કહેવાયા તે આ વિદ્યાનો અભ્યાસી થા. આ વિદ્યાના બળેથી તને દુનિઆમાં ઘણા પ્રકારનું સુખ પ્રાપ્ત થશે, તારી દુનિઆમાં ખ્યાતિ પણ થશે તારી મનોવૃત્તિઓ અસ્થિર હશે તે ટાટક બળવડે સ્થિર થઇ તું આસ્તિક થઇશ ! અને તું દુનિઆ છોડી પરમ પદ પામીશ.

**શિષ્ય**—ગુરૂજી; મૂર્તિપૂજન આર્ય પ્રદેશમાં શા કારણથી દાખલ થયું હશે ?

ગુરૂ—હે શિષ્ય ભારત પ્રદેશ દેવભૂમી ગણાય છે. એટલે જ્યાં ટાઢ, ગરમી અને વરસાદ નિયમીત છે. ( યોગાભ્યાસ કરનારને માફક કસરની ભૂમિ તે ભારત દેશ છે. માટે તેને દેવભૂમિ ગણુવામાં આવી છે. ) આ ભૂમિમાં વસનાર પ્રજાના હૃદય ઘણાં કોમળ અને નરમ છે, માટે તે હૃદયમાં ધર્મગુરૂઓ જેવી છાપ મારે તેવીજ પડી રહે છે. માટે દરેક વર્ણ ધર્મગુરૂના મોહપાસમાં કાળરૂપી શત્રુના ભયથી મુક્ત થવા ફસાયેલા છે. જેથી ધર્મગુરૂઓ સ્વર્ગાદિના હવાલા વિશ્વાસથી આપી પોતાને તન મન ધન ( એ એક કહેવત છે ) અર્પણ કરાવે છે, આ ભારતમાં ૧૮૪ સંપ્રદાયો ચાલે છે. જે પૈકી ઘણી સંપ્રદાય મુર્તિપુજન વાળી છે. મૂર્ત્તિપુજાનું રહસ્ય જુદા પ્રકારનું છે. જે જેની મરજી પડે તે મુજબ ધર્મ ગુરૂ પોતાના શિષ્યને દોરવા લાગ્યા છે. આ ભૂમીમાં પ્રથમ મૂર્તિ પુજન નીકળવાનું કારણ જુદું જ હોવું જોઇએ. જેમ નિશાળની અંદર દાખલ થતા બાળકને પ્રથમ શુન્ય (મીડું) બતાવવામાં આવે છે. જો કે બાળક મીડું ઘુટે છે તે મીડું કાંઇ કીંમતી ગણાતું નથી. પરંતુ મીડામાંથી એકડાની રસમ આવે છે. તે કીમતવાન અંક ગણાય છે. એટલે પ્રથમ ખોટું બતાવી ખરૂં શિખવાય છે તેમજ ધર્મગુરૂઓએ મૂર્ત્તિ પોતાના શિષ્યને બતાવેલી પણ તેમાં આખી જીંદગી ગાળવા કે ગુમાવવા નહીં ફક્ત ઇશ્વર ઉપર તેનું ચિત્ત ચોટાડવા ધર્મગુરૂનો આ પ્રયાસ હતો પણ તે પ્રયાસ આજે આખર જીંદગી સુધી સપડાઇ ગયાં છે. પરંતુ ગીતા એ દરેક શાસ્ત્રોમાં પ્રમાણ છે. ગીતાની અંદર કૃષ્ણચંદે અરજુનને ક્યાં મૂર્તિનું જ્ઞાન બતાવ્યું છે. વેદમાં હાથ પગવાળી મૂર્તિનું પુજન કહ્યું નથી. જો કહ્યું હોત તો અનાદિકાળથી આ ભારતમાં ધર્મગુરૂ

તરીકે બ્રાહ્મણોના વડીલો **ભૂદેવપદ** પામી ગયા. તે આગળ ક્યાં **મૂર્તિપૂજન** કરતા ભૂદેવોને **કામ, અર્થ, ધર્મ, મોક્ષ,** એ ચાર પદ આપનાર **ત્રીપદાજી** ( ગાયત્રી ) છે. વળી પુરાણ વગેરેમાં પણ સાંભળો છો કે **ભૂદેવો** હજારો હર્ષ સુધી **સમાધિષ્ટ** થતા અને જમીન અંદર એટલા કાલ ગુમ થઇ જતા કે ઉપર ઉધાઇના રાફડા થતા. એવી ગતી **ભૂદેવો**ની એક કાળમાં હતી ત્યાર પછીના એક કાળમાં, **ભૂદેવ**ની જીંદગીની ચાર અવસ્થા ગણાતી. **બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ, અને સન્યસ્થ.** આ ચાર અવસ્થામાં પણ મુર્તીપુજન નહોતું (નથી) જ્યારે **ભૂદેવજ** મુર્તીપૂજન ન કરતા—ત્યારે બીજા અતર વરણને મૂતિપુજન ક્યાંથી કરાવે. એ તું તારી શક્તિથી વિચાર કર. આજે પણ બ્રાહ્મણોને માથે **સંધ્યા ગાયત્રી**ની-જ ફરજ છે. **સંધ્યામાં પ્રાણાયામ** કરવામાં આવે છે તે સાથે શરીરના અવયવોના રક્ષણ કરવા સારૂ ઇશ્વર સ્તુતી કરવામાં આવે છે, આજે **ભૂદેવો** પાંચ મિનિટ **પ્રાણાયામ કરી શ્વાસનો** રોધ કરે છે. આગળ વર્ષોના વર્ષો સુધીનો **પ્રાણાયામ** થતો એટલે **સમાધિષ્ટ** થતા **મુર્તિપુજન ગૃહસ્થાશ્રમીને** ફકત **ઈશ્વરતા**માં લીન થવા ખાતરજ છે પછીથી નહીં એમ મારૂં માનવું છે. અને તે **ઈશ્વર** સર્વ વ્યાપક, **સચરાચર, અભેદ્ય** દરેક તત્વોમાં રહેલ છે, અને તેને માટે **ગીતા** એ જબરૂં પ્રમાણ છે.

શંકા તરીકે વિચાર કરો તો મૂર્તીમાં પણ તત્વો રહેલાં છે. તે તત્વોપર **દ્રષ્ટિ** કરી પ્રેરણાભાવથી નવધા પ્રકાર પૈકી એક આ **પ્રેમણા ભક્તિથી** તેના ઉપર પૂજન અર્ચન કરતા ( જે કાળ જાય તેટલો વખત ) કુદરતી પ્રેમ ઉપજવાથી તેટલો વખતનું **દ્રષ્ટિટાટક** થાય

છે દ્રષ્ટાટક થતાં મન સ્થિર થાય છે આથીજ અનાસુરતે તેવાઓને દ્રાષ્ટાટકનો લાભ મળી શકે છે. મૂર્તી કાંઇ પોતે ઇશ્વર ન ગણાય પણ તેમાં તત્વો પૈકી રહેલ **પરમાત્મા ઈશ્વર** છે. અને તે રૂપે તેના **ટાટક** બળે **આત્મપદ** પામી શકાય છે. આને માટે **ગીતાનું** તારે સંપૂર્ણ જ્ઞાન લેવું. અથવા તો **યોગવસિષ્ઠ** કે જેમાં વશિષ્ટ ગુરૂએ **રામચંદ્રજી**ને જ્ઞાન ( મૂર્તિનું નહીં પણ બ્રહ્મનું ) આપ્યું છે તે યોગવસિષ્ઠ વાંચી તેનું જ્ઞાન લેવું. કે તારી ખાત્રી તારા હૃદયમાં બિરાજેલ આત્મા કરી આપશે. **મૂર્તિપુજન** કરવું. જેમ તારી વૃત્તિ થાય તો તારે એમજ માનવું કે આ પુસ્તકમાં આગળ જેમ ટાટક કરવા વિધિ બતાવી, તેમજ મૂર્તિપુજન એ પણ એક તરેહનું જુદી કીસમનું **ટાટક** ગણાય. અને તે મન સ્થિરને માટે છે. બાકી તેમાં બીજું કાંઇ નથી.

**શિષ્ય**—ગુરૂજી ! ૧૮૪ સંપ્રદાયમાં દરેકના ઇશ્વર જુદા નથી એમ મારૂં માનવું છે છતાં અજ્ઞાન લોકો કેમ પોત પોતાની સંપ્રદાયના ઇશ્વર જૂદા જૂદા કલ્પી બેઠા છે. અને તેમાંથી તેઓ સફળતા પામે છે. જેવા કે નરસિંહમેતો, મીરાંબાઇ, નામદેવજી વગેરે ઘણા દાખલા છે.

**ગુરૂ**—હે શિષ્ય ! તું દુનિયાદારીમાં હઇશ અને તે વખતે તેં જે સ્થળમાં નોકરી કરી હશે તે સ્થળમાં આજે તું જા તો ત્યાંના લોક તને કામદાર, ફોજદાર, વહીવટદાર વગેરે જે જાતની તેં નોકરી કરી હશે, તે નામથી તને ઓળખશે. તારા બાપના ગામમાં રહેનાર લોક તને એઇ અમુકનો દીકરો યા બાપ કહેશે. તારા મામાના ગામમાં જઇશ તો ત્યાં તને અમુકનો ભાણેજ કહી બોલાવશે તેમજ સસરાના ગામમાં જતાં તને અમુકનો જમાઇ કે અમુક સ્ત્રીનો

પતિ કહી બોલાવશે. સુદ્દે તું તો હાથ પગ મોઢું વગેરે અવયવવાળો એકજ છું. છતાં કોઇ સ્થળમાં કામદાર, ફોજદાર, કોઇ સ્થળે બેટા બાપ, જમાઇ કે ભાણેજ રૂપે તને ઓળખે છે. તું તો તેનો તેજ છે, પણ તને ઓળખવાનાં ચિન્હ જુદાં તે તે સ્થળના વાસીઓએ માની લીધાં છે તેમજ ઇશ્વરને માટે પણ તેમજ છે. ઇશ્વર એકજ છે પણ દરેકે તેને જૂદા જૂદા રૂપમાં માની લીધો છે. પરિણામે ઇશ્વર દરેક ધર્મવાર જુદા જુદા નથી. જો જુદા હોત તો દરેક પોતાના ભક્તોને માટે જુદાં જુદાં વાતાવરણ પાણી, અનાજ, શરીરના ચહેરા જુદા જુદા બતાવત, કેની માફક કે જેમ, આ ભારતમાં જુદા જુદા રાજાઓ છે. તે દરેક રાજા પણ પોતાની પોલીસનાં ચિન્હ ઓળખવા ખાતર જુદાં જુદાં રાખે છે. પોતાની હદનાં માપ સીમાડાની ઓળખ સારૂ જુદી જુદી તરેહનાં નિશાનો અને ચપરાસો કરી બેઠા છે કે અમુક રાજાની પોલીસ ઓળખી શકાય છે, કે હદ જાણી શકાય છે, કે માની શકાય છે. તેમ જો ઇશ્વર જુદા જુદા હોત તો તેઓ પણ તેમજ કરત માટે નાહક ધર્મગુરૂઓ કુટી ફાડે છે. ઇશ્વર જુદા નથી. સર્વત્ર એકજ બ્રહ્મમય ભાસ છે. નાહક રબારી પોતાનાં ટોળાં પૈકીનાં ઘેટાં ઓળખવા ચીન્હ કરી બેઠા છે, તેવીજ તરેહની ધર્મ ગુરૂઓની કૃતિ છે. આહ !! કેવી ગતી ! કેવા રસમ ! હે શિષ્ય ! તારે તો આ જ્ઞાન મુજબજ માન્ય કરવું. એ મારી સલાહ છે.

## જે જે સ્થળમાં મૈં મેસમેરિઝમના અખતરા કર્યા છે, તે આ પુસ્તકની સચ્ચાઇ ખાતર આ નીચે ટાંકુ છું.

આર્ય ! આ વિદ્યાના ચમત્કારને આપ પ્રથમ તો હાસ્યના રૂપમાં ગણશો, પણ પરિણામે તેમ નથી. આપ હર વખત વાંચો છો

કે આજકાલ યુરોપ અને અમેરિકામાં આ વિદ્યા વિષે ઘણો ઘણો શોધ થયો છે અને થતો જાય છે અને જેટલો શોધ હાલમાં જર્મનોએ, અમેરિકનોએ કર્યો છે તેટલા શોધ ઉપરથી તે લોકોએ ઘણા લાભો લીધા છે. જર્મનીમાં મોટા મોટા સીવીલ સરજનો કલોરોફોર્મ સુંઘાડવાને બદલે મેસમેરિઝમ ચડાવી શરીરના અવયવો કાપી શકે છે. મોટા મોટા ભયંકર રોગો વગર દવાએ તે ડાક્ટરો આ ક્રિયાના બળે કરીને માર્જન કરી કાઢે છે. સીવાય ઘણા અખતરાઓ કરે છે તો તમારે ખચીત માનવું કે આ પુસ્તકમાં જે જે અક્ષરો અને શબ્દો લખ્યા છે તે માંહેનો કોઇ અક્ષર હાસ્ય લાયક નથી પણ તમો જ્યારે કોઇ વિદ્યાયક પાસે અખતરા જોશો ત્યારે અથવા તો તમો ત્રાટક ઉપર ધ્યાન લગાવશો ત્યારે તમારી ખાત્રી થશે કે આ સત્ય વિદ્યા છે.

સભ્યજનો ! હું જ્યારે આ વિદ્યાથી અણુવાકેફ હતો એ વખતમાં રા. મણિભાઇનું પ્રાણવિનિમય નામનું પુસ્તક મારા હાથમાં આવ્યું ત્યારે અથથી ઇતી સુધી વાંચી મેં પ્રથમ એમજ નિશ્ચય કીધો કે મણિભાઇ જેવા વિદ્વાન પુરૂષે દુનિઆમાં વહેમ વધારવા આ પુસ્તક વડે ઉત્તેજન આપ્યું કે શું ? પરંતુ જ્યારે હું આ મારા ગુરૂને મળ્યો, ત્યારે તેમણે સત્ય કહ્યું અને પ્રાણવિનિમય પુસ્તકની પ્રસંસા કરી વળી મને પ્રત્યક્ષ ખાતરી કરી આપવાથી હું આ વિદ્યાનો અભ્યાસી થયો અને એથી જે જે સ્થળમાં મેં મારી જાતે વિદ્યાનો કર્યાં છે તે પૈકી થોડા દાખલા આ નીચે આપની સેવામાં હું રજુ કરૂં છું.

૧. સને ૧૮૯૪ ની સાલમાં એક વખત ઝાલાવાડ પ્રાંતના મે. આસિ. પોલી. એજંટ સાહેબના શીરેસ્તદાર રા. રા. મી. જગજીવન

બાવાભાઇ મારી પાસે દુધરેજ આવેલ; મેં મારી દીકરી ઉપર સ્કુલના મકાનમાં **મેસમેરિઝમ** ચડાવ્યું જો કે એ વખત અખત્રો જોવા કચેરી કચેરી મંડળના ઘણા અમલદારો હતા. હું મારી દીકરી ઉપર મારૂં ટાટક ચડાવતો હતો. તે વખતે પાસે કાઠિયાવાડ એજન્સી, પ્લીડર મી. દેવશંકર જેકૃષ્ણ ધારીને જોતા હતા, તેમના ઉપર પણ એ વખતના ટાટકની અસર થઇ જવાથી તેમના શરીરમાં મારા **મેસ-મેરિઝમ**નું જબરૂં આકર્ષણ થઇ ગયું હતું. મેં મારા વિધેય ઉપર મેસમેરીઝમ ચડાવ્યું તે વખત ઘણા માણસોની હવાને લીધે **વિધેય વિશ્વદૃષ્ટિમાં** નહીં અટકતાં આગળ ચાલ્યો ગયો. આ વખતે **વિધેય**-ના અવયવો એવા અક્કડ થઇ ગયા હતા કે **વિધેય**ની એક આંગળી સીધી કરવા રા. મી. જગજીવન. બાવાભાઇએ તથા તે વખતના જમી ઓડીટર તથા હાલના ભોઇકા થાણદાર રા. વશરામ પીતાંબરે ઘણું બળ વાપર્યું પણ તે વિધેયની આંગળી સીધી થઇ શકી નહીં. હવાના ફેરફારને લીધે રાવસાહેબ હરીલાલભાઇ વગેરે ગભરાટમાં પડવાથી મેં **વિધેય** ને ઉલટું માર્જન કરી **મેસમેરિઝમ** ઉતારી નાખ્યું.

૨. એક વખત નામદાર ભોઇકા થાણા તાબે અંકેવાલીયા તાલુકદાર રાણાશ્રી ઉમેદસીંહજી સાંગાભાઇના દરબારમાં મેં એક વિધેય ઉપર મેસમેરીઝમ ચડાવ્યું હતું. વિધેય વિશ્વદૃષ્ટિમાં આવેથી દરબારશ્રીની ખાતરીને માટે જમીનની અંદર ત્રણ હાથ ઉંડાઇયે એક ત્રાંબાનું કોડીયું છે. એમ **વિધેય** બોલવાથી ખોદતાં નિશાન મળી આવ્યું હતું.

૩. સને ૧૮૯૫ ની સાલમાં રાજપુતાના માંહેના જયપુર મહારાજની ઝાલી રાણી સાહેબના ખાનગી દીવાન રા. રા. મી. ત્રંબક-

રામ વલભરામજી ભટ્ટ મારી પ્રશંસા સાંભળી મારા મીત્ર સ્વસ્થાન લખતર બજાણાના વકીલ મી. છગનલાલ ડોસાભાઇ સાથે તેડી મારી પાસે આવ્યા. મેં પ્રયોગ શરૂ કર્યો. વિધેયને વિશ્વદ્રષ્ટિમાં લાવ્યો. જોકે વિધેય કે મેં જયપુર શહેર કદી જોયું નહોતું છતાં રાણી સાહેબની મહેલાત, દોઢી અને દરવાજાની તમામ હકીકત વિધેય વિશ્વદ્રષ્ટિમાં આવી બરાબર બોલી ગયો હતો. આ ઉપરથી ભટજીએ મને જયપુર આવવા ઘણો આગ્રહ કીધો હતો.

૪. ઝાલાવાડ પ્રાંતના આસિ. પો. એજંટ સાહેબના સિરસ્તેદાર મી. હરીશંકરભાઇ ઇશ્વરભાઇ તથા કેટલાક અમલદારો મારી પાસે આ અખતરો જોવા માટે આવ્યા હતા. તે વખતે તેઓને આ વિદ્યા સિદ્ધ છે એમ ખાત્રીથી બતાવી આપ્યું હતું.

૫. સને ૧૮૯૫ ની સાલમાં નામદાર ઝાલાવાડ પ્રાંતના મે. ડે. આ. પો. એજંટ રાવબાહાદુર વાડીલાલરાયભાઇ હેમતરાયભાઇ તેઓના નાનાભાઇ આણંદરાયભાઇ જેઓ હાલ નગર સ્ટેટના જજ્જ છે, તેઓની સાથે દુધરેજ દેવાલયના દર્શને આવેલા આ વખતે મેં મારા વિધેય ઉપર મેસમેરીઝમ ચડાવ્યું હતું. તેઓ સાહેબની ખાત્રીને માટે રા. મી. આણંદરાયભાઇ હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષામાં પાસ થયા છે તેમ બરાબર બતાવી આપ્યું હતું.

૬. હું એક વખત ચુડાના રહીશ જોતીશી ત્રવાડી કાલીદાસ નથુ જે મારા મામા થાય છે તેઓ મુંબઇમાં જોતિષનો ધંધો ચલાવે છે અને પ્રતિષ્ઠિત છે તેમની સાથે હું મુંબઇ ગયો હતો ત્યાં મેં એક વખત એક જબરા મારવાડી વેપારી મારી પાસે સટ્ટાનો ભાવ પુછવા આવ્યા મેં મારી આ વિદ્યાની પ્રથમ ખાત્રીને માટે ત્યાં તે વેપારીના પંદર વરસના દીકરા ઉપર આ અખતરો કર્યો અને તે વિધેય વિશ્વ-

દ્રષ્ટિમાં આણ્યો. મજકુર વેપારીએ મને અફીણના એવરેજનો ભાવ આવતી પહેલી તારીખે શું ખંડાશે તે પુછ્યું જેથી આ બાબત મારા વિષેયને પુછતાં તેણે જવાબ આપ્યો કે આ વિષે તમારે પુછવું નહીં. એમ ત્રણ વખત મેં પુછ્યું ને ત્રણે વખત તેણે તેજ જવાબ આપ્યો. છેવટ મારા ઘણા આગ્રહથી આંકડો બતાવ્યો પણ મને કીધું કે તમારે આવો સવાલ કદી કોઇ વિષેયને પૂછવો નહીં. પછી ખરો આંકડો બતાવ્યો અને તે આંકડો પહેલી તારીખે ખંડાયો પણ તે આંકડા મુજબ વેપાર કરવા વેપારીને વિષેયે મના કરી તેથી સદરહુ વેપારી મને ઘણી વખત આ બાબત ઉપર ભવિષ્ય જોવા મારો હીસ્સો રાખી લલચાવ્યો પણ મારા વિષેયની મના થવાથી તે ઉપર મેં લક્ષ દીધું નહી.

૭. મારા એક મિત્રની સ્ત્રીને ગર્ભનો શ્રાવ હરવખત થતો. આ બાબત મેં એક ત્રાંબાની તકતી ઉપર આશરે પંદર દીવસ ગર્ભનો શ્રાવ ન થાય તેવો સંકલ્પ કરી માર્જન કરીને તકતી પ્રસવ થતાં સુધી મિત્રની સ્ત્રીની કેડે રખાવી જેથી પુરા દીવસ થયે પુત્ર પ્રસવ્યો.

૮. હું મારા નાના દીકરા કીપાશંકરને આનંદને ખાતર ખાટ ઉપર સુવાડી ઉંઘમાં લાવવા પાંચ મીનીટ માર્જન કરતો અને તેને બાર કલાક સુધી નિંદ્રામાં રહેવા સંકલ્પ કરતો જેથી તે બરાબર ટાઇમેજ જાગ્રત થતો. હું મારા મિત્રોને ત્યાં જતો અને તેનાં બાળકો પારણાંમાં સુતેલ હોય અને રોતાં હોય તે વખત તેના ઉપર મારૂં ત્રાટક પાંચ મિનિટ લગાડી તે બાળકને માર્જન કરી સુવાડી દેતો જેથી તેઓ રોવું બંધ કરતાં. મારા મિત્રની સ્ત્રી તેને જાગૃત કરવા ખોળામાં ધવરાવતી પણ તે જાગૃત થતું નહીં પછી હું માર્જન

કરી જાગૃત કરતો આથી તે સ્રીઓ મને કહેતી કે તમે જાદુગારા છો એમ મારી મશ્કરીઓ કરતી.

૯. હું ગૌરક્ષણના ભાષણ માટે કાઠીઆવાડમાં સને ૧૮૯૬ ની દીવાળી પર ફરતાં ફરતાં લાઠી આવ્યો. મારો સારી રીતે સત્કાર કરી નામદાર ઠાકોર સાહેબ સુરસીંહજીના ફરમાનથી તેમના કારભારી રા. ક્રશ્નાલાલ ભાઇએ મારો ઉતારો તેમના પટેલ શંભુને ત્યાં આપ્યો હતો. આ પટેલને ત્યાં તેમની કોઇ સંબંધી ઓરત જેને તે લોકો ભુત પ્રેતાદિના વહેમમાં ભરાએલી માનતા હતા. કેટલાક ભુવા, જતીઓ, તે બાઇને આરામ કરવા—પૈસા પડાવી ગયા હતા—આમ આ ભોળા લોકોનું કહેવું હતું. શરીર તદ્દન અશક્ત હતું. મને ઘણો આગ્રહ થવાથી મેં તે બાઇ ઉપર માર્જન કરી તેને મૂર્છાવસ્થામાં લાવ્યો બાદ જાગૃતી અવસ્થામાં લાવતાં તે બાઇને આરામ થઇ ગયો.

૧૦. એક વખત ઝાલાવાડ પ્રાંતની અંદરના વઢવાણ સિવિલ સ્ટેશનમાં રહેનાર રાજકોટ નિવાશી અને નામદાર પ્રાંત ઓફીસર ઝાલાવાડ પ્રાંતના આસિ. પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટના લીંબડી લખતર વગેરે સ્ટેટના પ્રાંત વકીલ મી. ખુશાલચંદ લખમીચંદ મારી પાસે આ પ્રયોગ જોવા સારૂ પોતાના મિત્રોને લઇને આવ્યા—મેં મારા વિધેય ઉપર પ્રયોગ શરૂ કર્યો. વિધેય ત્રિશ્વદ્રષ્ટીમાં આવતાં મી. ખુશાલચંદભાઇએ રાજકોટ શહેરની અંદરનાં પોતાના મકાનમાં આ વખતે કોણ કોણ હાજર છે, અને ત્યાં શું કરે છે વગેરેનો સવાલ પુછતાં વિધેયે જવાબ આપ્યો. બીજે દિવસે મારા પ્રીય મિત્ર પ્રાંત વકીલ ખુશાલચંદભાઇ રાજકોટની કાગળથી ખબર મંગાવતાંએ વિધેયનાં જવાબ મુજબ હકીકત મળી. જેથી આ મારા ઇષ્ટ મિત્રનો અમારા ઉપર પુર્ણ પ્રેમ થયો છે.

આવા અનેક તરેહના અખતરાઓ મેં મારા **વિધેય** ઉપર અજમાવ્યા હતા અને તે માંહેના આ અભ્યાસીઓની સિદ્ધતાને ખાતર આ પુસ્તકમાં ટાકું છું અને આપને ભલામણ કરૂં છું કે આપ આ પુસ્તકમાં લખ્યા મુજબ ટાટક સિદ્ધ કરી આ વિદ્યાનો મારાથી વિશેષ અનુભવ મેળવશો. આ વિદ્યાના સંબંધમાં કેટલાકોએ પોતાની મહતાઇ બતાવવા અને બીજાઓ શીખતાં ડરે તેને માટે કંઇ કંઇ દેહશતો બતાવેલી છે પણ હું ખાત્રીથી કહું છું કે તેટલી દેહશત તેમાં કાંઇ નથી પણ એટલું તો યાદ રાખવું કે તમો પ્રયોગ કરો તે વખત ઝાઝા મનુષ્યોનો સમુદાય તમારી પાસે રાખવો નહીં. કદાપી કોઇ **વિધેય** બેહેકી જાય કે ગળ્યા તજ્યા જવાબ આપે તો તે વખતે તમારે તેના ઉપર માર્જન કરવું નહી અને એકીદમ ઉતારી નાંખવું. **વિધેય**ને એકીદમ ઉતારતાં વખત થઇ જાય એમ તમને જણાય તો તે વખતે તમામ બારીબારણાં ખુલ્લાં મુકી ગુલાબજળ હોય તો છાંટી દેવું એટલે તેની આંખ તરત ઉઘડી જશે અને તેને તે સ્થળમાં ખુરસી ઉપર સુવાડી દેવો તમારે એકને હાજર રહી બીજાને બહાર કાઢી મુકવા—કલાક અર્ધો કલાક **વિધેય**ને વિશ્રાંતી લેવા દેવો. **વિધેય** આપે મૂળ સ્થિતિમાં આવશે.

આ વિદ્યા એક મહાન સમુદ્રરૂપ છે જેનો પાર કોઇ પામી શકે તેમ નથી. હું આગળ ઉપોદ્ઘાતમાં જણાવી ગયો છું કે આ પુસ્તક ઘણું સટીક વિદ્યાર્થીઓને પ્રથમ મદદગાર તરીકે પ્રશ્નોતર બનાવું છું પરંતુ આપ વાંચનાર ધ્યાન દઇ તે વાંચો અને આથી વિશેષ ભાગ જાણવા જિજ્ઞાસા બતાવતા હોતો આપ મને પત્ર લખશો કે ખુલાસો કરીશ. મારો ઉદ્દેશ હિંદની પુરાતની વિદ્યાની ઉન્નતિનો છે. હાલમાં નાગપુર સભાની વતી ગોરક્ષાનું કાર્ય કરૂં છું. આ ઉપરથીજ આપ

જાણશો કે મારી મનોવૃત્તિ આર્યાવર્ત્તના રાજા પ્રજાનાં કલ્યાણાર્થેની છે. જે ભારતદેશ એક વખત એકજ ધર્મગુરૂની છાંયામાં રહી તેમાં વસનાર પ્રજાની ઐક્યતા જોઇ હર્ષિત થતો હતો, અને જેમાં વૈદીક-ધર્મ અનુસાર વર્ણાશ્રમી નિયમ પળાતો હતો. સર્વ સ્થળમાં સત્યતા-પણું શોભી રહ્યું હતું. જુઠ શું છે તે કોઇ જાણતું નહોતું. કોર્ટ કે અદાલતમાં કોઇ પ્રજા ચડતી નહીં. લાંચ રિસ્વત શબ્દ હતાજ નહીં. ટંટો ફિસાદ કોઇ કરતું નહીં. કદી કોઇ તકરાર પડે તો ધર્મગુરૂથી ઇનસાફ મેળવતા. યાતો જ્ઞાતીના અગ્રેસર ઇનસાફ આપે તે પક્ષ-કારો કબુલ રાખતા. સૌ પોતપોતાનાં દ્વાર ખુલ્લાં રાખી બહાર જતા એટલે કોઇને આંગણે તાળુ વસાતું નહી કેમકે કોઇ કોઇની વસ્તુને હાથ અડકાડતા નહીં. સૌ હકથી ચાલતા. પારકી ચીજ હરામ ગણતા આવો ભારતનો એક યુગ આ વિદ્યાના અધ્યયને કરી હતો. પ્રજા કદી રાજદ્રોહી થતી નહીં. પોતાના રાજ્ય કર્તાને ઇશ્વર તુલ્ય માન્ય કરી તેના સેવા ઉઠાવતી તેમ રાજા પણ પ્રજાનું પુત્રવત પાલન કરતા. આજે જુદા જુદા ધર્મગુરૂઓના બોધથી આર્ય પ્રજાની કેવી દુર્દશા થઇ છે. જ્યાં જોઇયે ત્યાં ધર્મગુરૂઓના મતાનમત અને એવા મતા-નમતના બોધથી ચારે તરફ કુસંપ કુસંપ ને કુસંપજ ફેલાઇ રહ્યો છે. એવો ક્યારે બનાવ બને કે એકજ ધર્મગુરૂની સત્તામાં તમામ ભારત આવી જાય. આજકાલ તમામ વર્ણાશ્રમી પોતપોતાના ધર્મથી વિરક્ત થવાની અણીપર આવી ગયા છે. જેને માટે આ પુસ્તક અવશ્ય શ્રવણ કરવા આ મારી નમ્ર પ્રાર્થના છે.

આર્યજનો ! ! આ પુસ્તક પૂર્ણ પ્રેમથી અધ્યયન કરી, તેમાં લખેલી બીના ઉપર આપ પૂર્ણ લક્ષ લગાડશો જેથી આ મારો પ્રયાસ સફળ થયો માનીશ. આહાઃ ભારત ભુમીમાં વસનાર આર્યના વડીલો

અનાદી કાળથી આત્મદર્શી થતા આવ્યા છે. આત્મદર્શી પુરૂષમાં સર્વત્ર સમાનભાષ્ય રહેવાથી, આર્ય દેશ ઐક્યતામાં હતો. આપણામાં કહેવત છે કે વર્ણા નામ બ્રાહ્મણ શ્રેષ્ઠ: એટલે અનાદી કાળથી બ્રાહ્મણ તમામ વર્ણમાં શ્રેષ્ઠ પદવી લેતા આવ્યા છે અને તે બ્રાહ્મણો આત્મદર્શીજ હતા માટે જ તેમનો ભાગીરથ પ્રયત્ન હતો ( સમાધિષ્ટ થતા ) આજકાલ આત્માના સંબંધમાં બ્રાહ્મણોજ પોતાની વડીલોપાર્જીત વિદ્યાના કટ્ટા દુશ્મન થયા તો પછી અન્ય વરણને શું કહેવું. બ્રાહ્મણોનાં તમામ પુસ્તકો આત્મ ઉપરનાંજ છે. દાખલા તરીકે જોશું તો રામાયણની હકીકત આપણે વિચારવાની છે. રામાયણનું પુસ્તક ભુદેવના વડીલોએ આત્મા ( જીવ અને આત્મા ) ઉપર બનાવેલુંજ છે. રામ એ આત્મા અને જીવ એ રાવણ સંજ્ઞા છે. જે માણસ મહાઉધામાને અવળા કાર્યમાં રાત્રી દીવસ મચ્યો રહે છે તેને આપણે રાવણની ઉપમા આપીયે છીએ. રામાયણમાં રાવણને દશ માથાં કલ્પેલાં છે. અહીં પણ જીવ દશ દ્વાર રૂપી શરીરમાં રહેલો છે. હવે રામચંદ્રજીની સ્ત્રી સીતાનું હરણ રાવણે કર્યું જેથી રામચંદ્ર માહારાજે રાવણને મારી તેને મોક્ષપદ આપ્યું, એ રામાયણનો મુખ્ય સારાંશ છે. હવે વિચાર કરો તો જણાશે કે જીવરૂપી રાવણે મોક્ષપદ મેળવવા ખાતર ( જન્મ મરણથી મુક્ત થવા ) આત્મારૂપી રામની સ્ત્રી સતો ગુણવાળી શાન્ત પ્રકૃતિનું હરણ કીધું. એટલે જીવે આત્મામાં ભળવા ખાતર શાન્તાને ગ્રહી શાન્તાનો અપભ્રંસ સીતા છે. આ એક સંજ્ઞા છે. રામરૂપી આત્માએ જાણ્યું કે મારી સ્ત્રી શાન્તા જીવે ગૃહી માટે જીવરૂપ રાવણને મારી તેને જન્મ મરણથી મુક્ત કરૂં. મારવાનો ( મરવાનો ) અર્થ એજ કે જેને ફરી જન્મ લેવાનો નહીં તેજ મર્યો કહેવાય એટલે જીવને આત્મમાં મેળ-

થવે. આત્માએ જીવ રાવણને શાન્તા છોડવા, અને તેનો દૃઢ નિશ્ચય જોવા પ્રથમ મારૂતી ( હનુમાન ) ને મોકલ્યો. મારૂતી રામાયણમાં પ્રસિદ્ધ છે. આપણા દેહની અંદર આત્મદર્શી થવા ( મન સ્થિર કરવા પવનને તાબે કરવા જરૂર છે ) દેહમાં મારૂતીરૂપી પવન નાભીથી ઉપડતાં તે પવન ( મારૂતી ) ને વશ કરવા, પ્રાણાયામ કરવાની જરૂર છે. પ્રબળ મારૂતી પવનનો રોધ કરવાથી આત્માનું દર્શન થઇ શકે છે, અને જીવ તથા આત્મા એક રૂપ બને છે. એટલે તમામ રામાયણ જીવ અને આત્મા ઉપરજ ભૂદેવોના વડીલોએ રચી છે. પણ આજે તે રામાયણ કેવા રૂપમાં આવી છે. વળી ભાગવતને માટે જોશું તો કૃષ્ણચંદ્ર પરમાત્મા એ કોણ છે. ભાગવતમાં લખ્યું છે કે કૃષ્ણચંદ્ર પરમાત્માએ ગોપીયોનાં વસ્ત્રોની ચોરી કરી કદમના ઝાડ ઉપર ચડી ગયા હતા. અને તેને આર્યો ઇશ્વર માન્ય કરે છે, તેમજ મનુ-સ્મૃતિને પણ આર્ય તનુજો માન્ય કરે છે. **મનુસ્મૃતિમાં** લખ્યું છે કે **ચોરેભ્યો દંડઃ** એટલે ચોરી કરનારને દંડ થવો જોઇએ, તેને ઇશ્વર કેમ માનવા. આ મનુસ્મૃતિનું વાક્ય પ્રમાણ લાયક છે તેમ કૃષ્ણચંદ્રે ગોપીયોનાં વસ્ત્ર પણ ચોર્યાં છતાં ઇશ્વર કહીએ છીએ. આ શંકા બરાબર છે. હવે નીવેડો આત્મા ઉપર લાવતાં જલદી આવી જાય છે અને શંકા દુર થાય છે આપણા આ ખોળીઆની અંદર રહેલ કૃષ્ણચંદ્ર જે આત્મા તેણે નવસો નવાણું નાડીરૂપી ગોપીયોનાં અવીદ્યારૂપી વસ્ત્રોની ચોરી કરી આયુષ્યરૂપી કદમના વૃક્ષ ઉપર આત્મા બેઠા છે. માટે તે કાંઇ ચોરી ન કહેવાય માટે અવિદ્યારૂપી નાડી જે ગોપીયો તેનાં વસ્ત્રો ચોર્યાં **તસ્મૈકૃષ્ણાયનમઃ** એ કૃષ્ણને આપણે ઇશ્વરજ માન્ય કરવાના છે. માટે ભાગવત રચનાર ભૂદેવોએ આત્મ-જ્ઞાન ઉપર ભાગવત રચેલું છે. આજે ભૂદેવો ગમે તે અર્થ કરે. મુદ્દે

મારૂં કહેવું જો કે આર્યનાં રચેલ પુસ્તકોનું ખંડન કરવાનું નથી પણ પુસ્તકોની અંદર રચાયેલ ગર્ભીતનું સંશોધન કરવું એ તમારૂં કર્તવ્ય છે.

ગોડબંગાલના રાજા ગોપીચંદને તેની માતા મેનાવતીયે આત્મદર્શી થવાજ જ્ઞાન આપ્યું હતું. જે વખતે જ્ઞાન આપતી હતી તે વખત ગોપીચંદ બોલ્યો હતો કે—

**दिन उगे नावण करी माइ नीतको देउं दान**
**खटदरसनको भाव रखुं में विप्र बधानुं मान**
**माजी राज करनदे मात जोगी मत कररे मा मेनावती**

ઉપર પ્રમાણે ગોપીચંદે કીધું કે હે માતુ! હું હમેશાં ખટદર્શન કરી હજારો બ્રાહ્મણોને સંતુષ્ટ કરવા દાન આપું, અને તેમની સેવા કરૂં. માટે મને જોગી બનવા જ્ઞાન ન આપ. ત્યારે તેની માતુએ કહ્યું કે—

**दान दीया फल ए होवे फीर धन दोलत और माया**
**असल फकीरी लेलो लडका अमर होवे तुज काया**
**गोपीचंद लडका छोडीदे राजने.**

આર્યજના ગોપીચંદને માતાએ બરાબર કીધું છે. કેમકે દાન પુન્ય કરવાથી એક જાતનો વેપાર છે. એટલે કરેલો કઢારો લેવા સારૂ બીજી વખત આ ભુમીપર જનમ ધારણ કરી આવવાનું છે માટે તેમ નહીં કરતાં આત્મદર્શીત થવું. કે તે સર્વ જંજાળથી મુક્ત થવું. કોણ મરે છે, કોણ જનમે છે, કેને પાપ પુણ્ય છે, આત્માને કાંઇ નથી, આવું જાણનાર જે પુરૂષ તે જોગી અને તેજ મોક્ષપદ

પામેલ જનમ મરણુથી વિરક્ત છે. આવું માન્ય કરવા મહાવરાની જરૂર છે. અને તે મહાવરો પાડવા પ્રથમ મન વશ કરવા દ્રષ્ટિટાટક સીદ્ધ કરવું. એ આપણું કર્ત્તવ્ય છે માટે દ્રષ્ટિટાટક સિદ્ધ કરવા યતકિંચીત જે મારો અનુભવ મેં મારી જાતે મેળવેલો છે. તેમાં કાંઇ પણ ન્યૂનાધિક નહીં કરતાં આ પુસ્તકમાં પ્રશ્નોત્તર રૂપે લખેલો છે. હું આગળ કહી ગયોછું કે સ્કુલમાં દાખલ થતાં બાળકોને જેમ કક્કો બારાખડી ઉપયોગી છે તેમ આ વિદ્યા જાણુનારને આ મારૂં પુસ્તક ઘણુંજ ઉપયોગનું છે માટે આજકાલ દરેક પુરૂષનું કુદરતી વલણુ ઇશ્વરની યોજના તરફ વળ્યું છે. તેમાં આ પુસ્તક અવસ્ય ઉપયોગી થઇ પડશે. એમ જાણી બહાર પાડયું છે.

હમેશાં કીમતી પદાર્થ નાજુક હોય છે તે મુજબ આ પુસ્તકમાં લખેલી વિદ્યા અને કૃતિ અતી કીમતી છે કે જોગયો પાસે શીખવા જતાં બહુ અગવડતા વાળી છે માટે આ કીમતી વિદ્યાના ઉપર લક્ષ રાખી તેના નાજુક કદ અને કીમત ઉપર વિચાર કરવાનો નથી કદી કીમત વધારે જણુાય તો તેથી નારાજ થશો માં. તેની વિદ્યાની કીંમત કરો.

આ વિદ્યાના જેઓ ગ્રાહક થઇ વિદ્યાનો અભ્યાસ કરો તેમણે ટાટક શિખવું શરૂ કર્યા પછી કાંઇ સવાલ પુછવા અગર ખુલાસો કરવા જરૂર જણુાય તો કર્તાના નામથી વઢવાણુ કાંપ લખવું કે ખુલાસો કરવામાં આવશે યા રૂબરૂ મળવું.

આ પુસ્તક બનાવવાથી ઉછરતા આર્યજનો આજકાલ ધર્મના ફાંદામાં વગર વિચારે ન ફસાય અને ખરા રહસ્યને જાણે તેટલા વાસ્તેનો આ મારો ઉદ્દેશ છે.

આર્યજનો છેવટ આ પુસ્તકને આશ્રય આપો ન આપો તે તમારી મુનસફી ઉપર છે. પણ કર્તા પોતાનું કર્તવ્ય કરી ચુક્યો છે. બીજી વખત મને વખત મળે આ પુસ્તકમાં સુધારો વધારો કરી મારા ગુરૂની પાસેથી વધારે જ્ઞાન મેળવી બીજી વખત આ વિદ્યાનું મોટા કદનું પુસ્તક બનાવવા મારો વિચાર છે, પૂર્ણ કરવો તે પરમાત્માની મરજી ભુલ ચુક ક્ષમા. તથાસ્તુ.

# दोहरा.

પીર પેગમ્બર ઓલીયા, રૂષિમુની જગમાં જેહ,
પ્રાણુપ્રયોગ વિદ્યા ગ્રહી અવર ન જાણે તેહ. ૧
સ્થિર ચિત્ત કરવા થકી આત્મભાસ વરતાય,
પ્રાણુપ્રયોગ ઉરમાં ધરો કરે સત્યથી સા'ય. ૨
સદ્દવિદ્યા આ સર્વની ભણો આર્ય ભડવીર,
ગ્રહણ કરો નીજ ઉર વિષે ભારતવીર સુધીર. ૩
જર્મન આદી દેશમાં ઘર ઘર સર્વે જાણ,
પૂર્ણ પ્રકાશ વિદ્યા થકી પાખંડ મતની હાણ. ૪
જે ભારતની ભૂમિની વિદ્યા પંથ પળાય,
તે વિદ્યા સહુ જન ગ્રહો કાર્ય આર્યનું થાય. ૫
સુખ સંપત્તિ સુધર્મમાં પ્રેરે ચિત્ત સદાય,
પ્રેમે પ્રાણ પ્રયોગથી તીમીર દેહનું જાય. ૬
ભોળા જન આ ભૂમિમાં દેખી ભરમાઇ જાય,
ધર્મ તણે બાને સદા પાખંડ પંથ મનાય. ૭
રાંડીરાંડ પણ હીંદમાં ધમ ચલાવા ચાય,
પર ભૂતયો પ્રગટ છે મરદોથી શું થાય. ૮
જાદુગર ભગવાં ધરે ધુતે ભોળા લોક,
ભારતની આ ભૂમિમાં છે અનરથનો થોક. ૯
દેશહિત સેવા કરી પ્રગટ કરૂં હું વીર,
પુસ્તક પ્રાણુપ્રયોગનું વાંચો સૌ જન ધીર. ૧૦
કિંચિત અનુભવ મેં કર્યો કરો વિશેષે આપ,
રેવાશંકર દાખવે જાય આર્યના તાપ. ૧૧

# યોગનાં ગુજરાતી પુસ્તકો.

**અધ્યાત્મ વિજ્ઞાન તત્ત્વ અથવા પૂર્વજોની જોડે વાતચીત**

| | મૂલ્ય | પોષ્ટેજ |
|---|---|---|
| **કરવાની વિદ્યા**–ઇંગ્રેજી ઉપરથી ગુજરાતી ભાષાન્તર | ૦—૮ | ૦—૧ |
| **કર્મયોગ**–સ્વામી વિવેકાનંદ કૃત ગુજરાતી ભાષાન્તર | ૦–૧૦ | ૦—૧ |
| **ચોરાસી આસન**–યોગ સાધનનાં ચિત્રો સહિત પાકું પુંઠું. | ૧—૪ | ૦—૨ |
| **નાથ સ્વરોદય**–પ્ર. નથુરામ શર્માકૃત. | ૦–૨ાા | ૦–૦ાા |

**પરમપદ બોધિની.**–પ્ર. નથુરામ શર્માકૃત મૂળસહિત

**પાતંજલયોગદર્શન**–( વિવેકાનંદકૃત ) સ્વામીશ્રી વિવેકાનંદકૃત યોગદર્શનની ટીકા ઉપરથી ગુજરાતી ભાષાંતર છે. યોગના સર્વ ગ્રંથોમાં પતંજલિ ઋષિનાં સૂત્રો અગ્રસ્થાન ધરાવે છે. એ વિષે વિશેષ વિવેચન કરવાની જરૂર અમો અહીંયાં ધારતા નથી. પુસ્તકનું મહત્વ તેની ઇંગ્રેજીમાં ચાર આવૃત્તિયો છપાઇ તેના ઉપરથીજ થઇ ચુક્યું છે. સોનેરી પુંઠાથી સુશોભિત. છતાં મૂલ્ય. ૦–૧૨ ૦—૧

**પાતંજલયોગદર્શન**–જે. જે. કણિયાકૃત. મૂલ સહિત ગુજરાતી ભાષાન્તર યોગશાસ્ત્રમાં પાતંજલી શ્રેષ્ઠ છે. ૨—૦ ૦—૪

**પાતંજલયોગદર્શન**–પ્ર. નથુરામ શર્માકૃત ગુજરાતી ભાષાન્તર. ૨—૪ ૦—૪

**પ્રાણ વિનિમય**–પ્રો. મણીલાલ નભુભાઇ દ્વીવેદી કૃત. આ પુસ્તક મણીલાલભાઇને હાથે લખાયેલ છે. જેઓ યોગના સિદ્ધ પુરૂષ હતા; આ પુસ્તકના મનનથી આવશ્ય યોગસિદ્ધિ થાય છે. ૩—૦ ૦—૨

**પ્રાણાકર્ષણ વિદ્યા અથવા સત્વ વિનિમય ( હિપનોટીઝમ )** ઇંગ્રેજી ઉપરથી ગુજરાતી ભાષાન્તર ( સચિત્ર ) ૨—૮ ૦—૩

**મેસ્મેરીઝ્મ**–એક નાનું પુસ્તક. ૦—૮ ૦—૧।

**યોગ કૌસ્તુભ**–પ્ર. નથુરામ શર્માકૃત. આ પુસ્તકમાં યોગાભ્યાસની સારી સમજુતી આપેલી હોવાથી યોગાભ્યાસી વિદ્યાર્થિઓને સંગ્રાહ્ય છે. ( સચિત્ર ) ૧—૪ ૦—૩

# हठयोग प्रदीपिका.

મૂળ શ્લોક તેની ગુજરાતી ટીકા તથા વિશેષ વિવેચન સહિત.

આ પુસ્તકમાં શિવજીએ પાર્વતીજીને મહાકાલ યોગશાસ્ત્રમાં જે હઠ વિદ્યા જણાવી તેજ વર્ણવેલી છે. યોગવિદ્યાનો મહિમા પ્રાચીન સમયમાં અગાધ હતો. આ હઠવિદ્યાનું સેવન કરી બ્રહ્મ બ્રહ્મપદને પામ્યા હતા, શ્રીકૃષ્ણભગવાને પણ ગીતામાં અરજુનને અને ભાગવતમાં ઉદ્ધવને આજ વિદ્યા ઉપદેશી હતી. નારદ, વિષ્ણુ, યાજ્ઞવલક્યાદિ મુનીઓ પણ આજ વિદ્યાનું સેવન કરતા હતા, એજ આ વિદ્યાનું મહત્વ દેખાડી આપે છે. આમાં સિદ્ધિઓ, મહા સીદ્ધિઓ તેમજ યમ; નિયમ, સ્વસ્તિકાસન, ગોમુખાસન, વિરાસન, કુર્માસન, ધનુરાસન, મત્સ્યેન્દ્રાસન. પશ્ચિમતાનાસન, મયુરાસન, પદ્માસન, તેમજ પ્રાણાયામ અને તેની જુદી જુદી સીદ્ધિઓનાં જુદા જુદા પ્રકાર; નેતી, બસ્તી, નૌલી, ધૌતી આદિ પ્રકાર; ત્રાટક અને તેના ગુણ કર્મ; સીતકારીકુંભક, પ્લાવીકુંભક, મૂર્ચ્છાકુંભક, ભ્રામરીકુંભક આદિ કુંભકના પ્રકાર; મહામુદ્રાઓ; ખેચરી અને તેના પ્રકાર; મૂળબંધ, જાલંધરબંધ તથા મહાબંધ અને તેના ગુણકર્મ, સમાધિક્રમ તથા સમાધિસીદ્ધીઓ આદિ ઘણા પ્રકારની માહિતી આમાં આપવામાં આવી છે કે જે ત્યાગીઓનેજ કામની છે એમ નથી પણ

સંસારી પુરૂષોને પણ મન કાયાદિ તનદુરસ્ત રાખવા આ પુસ્તક વાંચવાની ખાસ જરૂર છે. કેટલાક અસાધ્ય રોગો પણ આ હઠ-વિદ્યાનાં અભ્યાસથી સારા થયા છે અને થાય છે. રોગી શરીરને માટે આ વિદ્યા એક માત્રારૂપ છે. આમાં મૂળશ્લોક તેની ગુજરાતી સરળ ટીકા ઉપરાન્ત વિશેષ વિવેચન આપેલું હોવાથી સર્વ સાધારણ માણસોને પણ આનો ઘણોજ સારો ઉપયોગ થાય છે. ગ્લેજ ઉંચા કાગળ પાકું સોનેરી પુંઠું છતાં કીમત .રૂ. ૨—૦—૦ પોસ્ટેજ ૦—૪—૦



**ભવાનીનો ભોગ**—પવિત્રહૃદયા રજપૂત બાળાઓ વીરતાને જ વરનારી હોય છે, પણ રૂપમાં મોહાંધ નથી થતી આદિ સર્વ બનાવો વાંચતાં આંખોમાંથી ચોધારાં આંસૂ વહેવા માંડે છે મૂલ્ય રૂ. ૧—૪—૦

**ભેદી ખજાનો**—ડિટેકટીવોની ચાલાકી, ભેદમાંથી ભેદ પકડી પાડવાની દિલને હેરાન પમાડનારી બહાદુરી, ચોરોની ચતુરાઇ, અબળાઓની અજાયબી ભરેલી ભૂલથાપ ખવડાવનારી બાહોશી વાંચતાં દિલ કમકમી ઉઠે છે. ખૂનપર ખૂન, જાસૂસપર જાસૂસ અને ચોરના પણ ચોર એવા એટલા બધા ભેદી બનાવો આ પુસ્તકમાં આબેહુબ રીતે લખેલા છે કે, ખૂની કોણ છે? ચોર કોણ છે અને જાસૂસ કોણ છે, એ ઠેઠ આખર સુધી સમજાતું જ નથી, અરે એનો વિચાર પણ મનમાં આવી શકતો નથી. પાકું પુંઠું પૃષ્ઠ ૩૨૦ મૂલ્ય ૧—૧૨—૦

# કબીર કાવ્ય.

આમાં મહાત્મા કબીરના દોહરાનો અને તેમાં તેમાં રહેલો ગૂઢાર્થ ઘણીજ સહેલી ભાષામાં વિસ્તારપૂર્વક સમજાવ્યો છે કે વાંચવાથી સૃષ્ટિ, ઇશ્વરશક્તિ, મૃત્યુ વગેરે સંબંધીનો ઘણોજ ઉત્કૃષ્ટ ખ્યાલ આવે છે. ગમે તેવા પાષાણ હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારું જ્ઞાન આપી નૂતન જીંદગીમાં પ્રવેશ કરાવે છે. આ પુસ્તક ફક્ત એકજવાર વાંચવાથી તે વારંવાર વાંચવાની પ્રેરણા થાય એવો એમાં અદ્દભુત રસ છે. આમાં સામર્થ્યઅંગ, સ્મરણઅંગ, ચિંતાવનીઅંગ, જીવનમૃતકઅંગ, કામઅંગ આદિ ૨૦ અંગ છે અને તે એકથી એક એવા અદ્દભુત છે કે તેનો ખરો ખ્યાલ વાંચવાથીજ થશે. સિવાય આમાં નીચે જણાવેલાં ત્રણ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપેલાં છે. (૧) કબીરને ગુરૂની પ્રાપ્તી (૨) કબીરના અદ્દભુત ચમત્કારથી કાજી સાહેબે ચિડાઇ જઇ બાદશાહ મારફત કબીર સાહેબને બોલાવી તેમને લોઢાની પેટીમાં પૂરી ઉપરથી મજબુત તાળું લગાડી તે પેટીને ઉંડા પાણીમાં ડૂબાવી દેવી અને બીજી બાજુએ કબીર સાહેબનું સમાધી અવસ્થામાં પાણીપર તરવું. (૩) કમાલના મૃતદેહને બાદશાહની સમક્ષ મુર્દે ઉઠ કુદરતકે કમાલસે એમ કહી સજીવન કરવું વગેરે ચિત્રોના દેખાવો ખાસ જોવા લાયક છે. સર્વ સાધારણોની સગવડતા ખાતર આ પુસ્તક ગુજરાતી અક્ષરમાં છપાવ્યું છે. કાગળ ગ્લેજ ઉંચા, પાકા પૂઠા ઉપર કબીર સાહેબનો રૂપેરી વરખથી છાપેલો ફોટો, બાંધણી મજબુત હોવા છતાં કિંમત માત્ર રૂ. ૧॥

**વનસ્પતિશાસ્ત્ર**—શ્રીયુત જયકૃષ્ણ ઇંદ્રજી ફોરેસ્ટ ઓફીસરે લખ્યું છે. આમાં ૬૫૧ વનસ્પતિના ગુણ દોષ ઘણાજ ખુલાસાથી આપ્યા છે આના બરાબરી કરી શકે તેવું વનસ્પતિનું પુસ્તક હજુ સુધી બહાર પડેલું નથી. મોટું પુસ્તક હોવા છતાં કીમત રૂ. ૧૦ પો. બાર આના.

**કાયદાનો શિક્ષક**—( જે. દે. દવેકૃત ) જેમાં ફોજદારી રેવન્યુ દીવાની અને પરચુરણ વિષયોના ન્હાના મોટા લગભગ ૧૨૫ ઉપરાંત કાયદાઓનો સંગ્રહ હોવાથી **ઘર બેઠાં વકીલી કામ ચલાવી શકાય છે.** કિંમત રૂ. ૮.

**બૃહત્ સામુદ્રિક શાસ્ત્ર**—ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન છે. આમાં હસ્ત, પગ, કપાળ આદિ શરીરના એવા જ ભાગોપરની રેશાઓ ઉપરથી ભૂત ભવિષ્ય જાણી શકાય છે. જોશી બનવા સારૂ જ નહિ પણ પોતાના સંબંધી ભવિષ્ય જાણવા સારૂ આ પુસ્તક વાંચવાની ખાસ જરૂર છે. ગ્લેજ ઉંચા કાગળ, પાકું પૂઠું કીં. ૧૨ આના.

**અનંતરંગ**—અથવા ( રસિક રંગવિલાસ ) આ પુસ્તકની રચના કોકશાસ્ત્ર, રતિવિલાસ અને અનંતરંગ જેવા પ્રાચીન પુસ્તકો ઉપરથી આ પુરુષો વાંચી શકે તેવી સરળ છે. આ પુસ્તકમાં ઘણા પ્રયોગો છે અને તે બધા નીતિને માર્ગે દોરાવનારા લાંબુ આયુષ્ય આપનારા જીવનને વધારનારા **યુવાન સ્ત્રી પુરૂષોના** શારીરિક ધર્મ પ્રધાન રાખી ચર્ચાવેલા છે. કિંમત માત્ર ૧૨ આના.

**રતિશાસ્ત્ર–કોકશાસ્ત્ર**—આ અમૂલ્ય અદ્વિતીય ગ્રન્થ સર્વોપરી છે. એમાં ઘણાં જુનાં પુસ્તકો શોધીને જુવાન સ્ત્રી પુરુષોને અતિ ઉપયોગી થઇ પડે એવા ગુપ્ત વિષયો–દવાઓ પ્રકટ થયાં છે. એમાં સ્ત્રી પુરુષની ચાર જાતિ, તેમનાં લક્ષણુ, કામદેવને રહેવાનાં સ્થળ, ગુપ્ત આસનનાં વર્ણન, સંયોગ માટે તીથી, વાર, નક્ષત્રનો વિચાર, અદ્ભુત વાજીકરણુ, વશીકરણુ પ્રયોગો, ગર્ભ રહેવાના ઉપાય, ગર્ભપાત–ગર્ભસ્ત્રાવની રામબાણુ અનુભવસિદ્ધ દવાઓ, અનેક રોગો ઉપર ફકીરી ટુચકા, ઇચ્છાનુસાર પુત્ર પુત્રી ઉત્પન્ન કરી શકાય એવા પ્રયોગો, પુરુષ અને સ્ત્રીનાં ગુપ્ત લક્ષણો, રજોદર્શન ફળ, રજસ્વળા કર્ત્તવ્ય, પુત્ર પુત્રી થવાના દિવસો, ગર્ભપરીક્ષા, યુવાવસ્થા, વીર્યપ્રભાવ, નપુંસકતા તેના માટે અનેક ઔષધો, ધાતુની નિર્બળતા તેની દવાઓ, પૌષ્ટિક ઔષધો, ઋતુઓમાં પાળવાના નિયમો, બળવાન્ દીર્ઘાયુ થવાના ઉપાયો, વિર્યવર્ધક ગુટિકાઓ, મુખગંધ, ખીલ, ચાઠાં, નેત્રરોગ, જીભરોગ, વાળ વધવાની, વાળ કાઢવાની, તાવની, ગુપ્ત રોગની, કાનની કંઠમાળની, કોઢ, ક્ષય, શ્વાસ દમની દવાઓ, સરસ્વતી આવડે તે માટે ચૂર્ણ, મંત્ર, જંત્ર, મરડો, પેશાબ, ઉધરસ, ખસ, ખરજવું, ખીલ, આદાશીશી, સલેખમ, જુ, લાખ, જલંદર, સાપ, વીંછી, મબારખી, કોલેરા, સ્ત્રીના કમળનો સોજો, રક્તપીત્ત, દરાજ, ભગંદર, કાંસાશ્વાસ, નાસુર, કમળો, ફેફરૂં, રતાંધળાપણું, હરસ, વિસ્ફાટક, ભાંગરાકલ્પ, દિવ્યદ્દષ્ટિ વગેરે ઉપરાંત બુઢ્ઢા ના થવાય તે માટે, ગર્ભિણીના અતિસાર માટે, બાળકોના રોગ માટે ઘણી અકસીર જુની ઔષધીઓ શોધીને પ્રકટ કરી છે.

એક વખત અવશ્ય વાંચી વંચાવી લાભ લ્યો. "ગુજરાતી" ભાષામાં આવો બીજો કોઇ પણ દળદાર, ઉપયોગી ગ્રન્થ નથી, સોનેરી નામો સાથે પાકું પૂઠું. કીમત રૂ. ૩-૪-૦ ( પોસ્ટેજ સાથે ) આજેને આજે જ પત્ર લખો.

**અમૃતસાગર**—( પ્રતાપસાગર ) આ પુસ્તકમાં પરસ્પુરણ બધી જાતના રોગો અને તેનો ઉપાય અને ઈલાજ મોટા ગ્રંથો ઉપરથી દોહન કરી નાખવામાં આવેલા છે. પુસ્તકની ભાષા પણ સરળ વાપરવામાં આવી છે કે ગમે તેવા અજ્ઞાન માણસને પણ આ વિષયની સમજણ ઘણીજ સહેલાઇથી પડે છે. ટુંક સમયમાંજ આની ત્રણ આવૃત્તિઓ ખલાસ થઇ છે એજ આ પુસ્તકનું મહત્વ બતાવી આપે છે. ગ્લેજ ઉંચા કાગળ, પાકું સોનેરી પુઠું કિ. રૂ. ૩. પોસ્ટેજ ૪ આના

**વંધ્યાચિકિત્સા**—( વંધ્યાકલ્પ ) વંધ્યત્વનાં અષ્ટ દોષો શાન્ત થઇ સુસન્તતી થવાના ઉપાયો આપવામાં આવ્યા છે. કીં. ૨ રૂ. પો. ચાર આના.

**વૈદ્યવલ્લભ**—વૈદ્યવંતસ-આમાં અનુભવી તથા અકસીર ૨૦૦ સાદા ઉપાયો આપવામાં આવ્યા છે કે સાધારણ માણસ પણ અજમાવી શકે. સિવાય શાક, દૂધ ધાન્યાદિના ગુણદોષ પણ વર્ણવેલા છે. કીં. ૪ આના.

**વૈદ્યજીવન** અને વૈદ્યવંતસ. શ્લોક તેનો કવિતાનો અર્થ તથા ભાષાન્તર. આ પુસ્તકમાં શ્લોકના અર્થ તથા કવિતામાં અર્થ એમ ડબલ આપેલા છે. જેથી થોડીક વખત વાંચવાથી તરતજ મુખાગ્રહે થાય છે. આમાં દિન રાત્રિ, ઋતુચર્યાદિ વિષયો ઘણાજ ઉપયોગી છે. આ પુસ્તક માટે વૈદ્યોનાં સંખ્યાબંધ સર્ટીફીકેટો મળ્યાં છે. પાકું સોનેરી પુઠું છતાં કી. ૧ રૂ.

**રસરત્ન સમુચ્ચય**—આ રસ ભસ્માદિ સિદ્ધાંતનું અદ્વિતીય પુસ્તક છે. આમાં ચાંદી, સોનું, તાંબુ, પારદ, સીસું લોહાદિ પ્રત્યેક ધાતુની શોધન મારણવિધિ તથા તેના યંત્રોની સમજ અપૂર્વ છે. કી. ૪ રૂ.

**પ્રેકટીસ ઓફ મેડીસીન**—( ઔષધોનો અનુભવ ) ચાલુ સમયમાં વૈદ્યવિદ્યા· પારંગત વિદ્વાનોએ લાંબી શોધન, અને એવું સિદ્ધ કર્યું છે કે જ્યારે કેટલાંક દરદો ટાળવાને અનાર્ય (ઇંગ્રેજી) ઔષધો અપૂર્વ છે ત્યારે વળી કેટલાંક દરદો માટે આર્ય (સ્વદેશી ) ઔષધો **રામબાણ** છે, અને તેથી જેઓ વૈદ્યકીય ધંધામાં પૂર્ણ કુશળતા ધરાવવાને ઇચ્છતા હોય તેમને દેશી વિદેશી બન્ને પ્રકારનાં ઔષધો પૂર્ણપણે જાણવાની ખાસ અગત્ય છે. આમાં તે ખોટ પૂરી પાડેલી હોવાથી ગમે તે માણસ કોઈની મદદ સિવાય સ્વતંત્રપણે નાના શહેર યા ગામમાં વૈદ્યકીય દવાખાનું સારી રીતે ચલાવી શકે છે. કદ ૬।×૯।। ઈંચ લંબાઇ પહોળાઇના ૧૧૨૦ પૃષ્ટ, ગ્લેજ ઉંચા કાગળ સોનેરી પુંઠું છતાં કીં. રૂ. ૬ પોષ્ટેજ ૯ આના. ઉપર મુજબ રફ કાગળની કિંમત રૂ. ૪।। પોસ્ટેજ ૮ આના.

**કેનબાજી**—આમાં રમવાના પત્તાના રંગબાજીના જૂદા જૂદા ખેલો તેમની સંપૂર્ણ માહિતી સાથે આપેલા છે. પત્તાંના ખેલોનું પુસ્તક છે. કિ. ૪ આના.

**કૌતુક રત્ન ભાણ્ડાગાર** (બૃહત ઇંદ્રજાળ) મારણ મોહન, ઉચ્ચાટન, વશી· કરણ, મંત્ર, તંત્ર તથા બીજા અનેક વિષયના ૬૧૪૪ પ્રયોગો છે. સાથે કાર્યસિદ્ધિ કરવાળા કાળી, ભૈરવ, ભૂતનેશ્વરાદિ ઇષ્ટદેવોના ૧૬ ચિત્રો છે. ( *હિન્દી ભાષામાં* ) કિ. ૧૧ રૂ.

**નપુષકાનંદમંદાર** ( કામકુતુહલ ) ભાગ ૧-૨ જો. જન્મથી તેમજ કેટલીક શારીરિક કુ-ટેવોથી હીનવીર્ય [ નપુષક ] પણું પ્રાપ્ત થાય છે જેથી તેના દરદોની સંપૂર્ણ ચિકિત્સા તથા તેના ઉત્તમ અસરકારક તથા સહજમાં બની શકે તેવા ઉપાયો આપવામાં આવ્યા છે. આના ઉપાયો હીનવીર્યોને નવું જીવન આપી શરીરને પુષ્ટ રાખે છે. કિ. રૂ. ૧.

**કૌતુક પચીસી પેટી**—આમાં જાદુના હેરત પમાડે તેવા ૨૫ ખેલો તેની સંપૂર્ણ માહિતી સાથે આપેલા છે. મીજલસ અગર મંડળીમાં કરી શકાય તેવા બધા ખેલો છે. કી. ૧૦ આના.

**આર્ય ઈન્દ્રજાળ**—આમાં પરચુરણ પરચુરણ બધા વિષયો આપેલા છે. જેવા કે મંત્ર તંત્ર, હાથ ચાલાકી, મોતીની, મારણ, જાદુના ખેલ, તાવીત, જ્યોતિષ, વૈદક, સ્વપ્નવિચાર સામુદ્રિક વગેરે છે. કિં. ૧૨ આના.

**શારંગધર સંહિતા**—આ પુસ્તકમાં મૂળ શ્લોક સાથે ગુજરાતી ભાષાન્તર આપેલું હોવાથી ગમે તેવો અજાણ્યુ અજ્ઞાન માણસ તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવી શકે છે આ એક વૈદક વિદ્યાનો સપ્રમાણુ અને વિશ્વાસપાત્ર ગ્રંથ હોવાથી કોઇને કશી વાતનો ખુલાસો પુછવાની જરૂર રહેતી નથી. આમાં તરેહ તરેહના પૌષ્ટિક પાકો અને તેની રીત અનુપાન છે. ધંધાદારી વૈદ્યોનેજ નહિ પણુ સંસારી ગૃહસ્થોને પણુ પોતાનું જીવન સુખી અને તંદુરસ્ત રાખવા આની એક નકલ રાખવાની ખાસ જરૂર છે. ૫×૮॥ ઇચ લંબાઇ પહોળાઇવાળાં ૬૦૦ પૃષ્ઠ. કાગળ ગ્લેઝ ઉંચા, સોનેરી પાકું પુંઠું છતાં કિંમત માત્ર રૂ. ૨॥ પોસ્ટેજ ૫ આના રફ કાગળની કિંમત માત્ર રૂ. ૨ પોસ્ટેજ ૫ આના.

**સાબુ બનાવવાનો હુન્નર**—આમાં ચરબીના તેમ જ વગર ચરબીના સાબુઓ, જેવાં કે કોકમના, વરાળના, કોપરેલ તેલના, પાપડખારના, બારશોપ, રેશમી કાપડ ધોવાના, વીન્ડસરસોપ, તથા હીના, મોતીયાં, મશ્ક, કેવડા આદિના સુગંધિ તેમજ બીજી ઘણી જાતના સાબુ બનાવવાની રીત આપવામાં આવી છે. કિં. ૪ આના।

**શાક પાક પકવાન શાસ્ત્ર**—મનુષ્ય જીંદગી નિભાવવાને ખોરાક એ મુખ્ય ચીજ છે; પરંતુ જો તે રીતસર તૈયાર કરવામાં ન આવે તો દેહનું પોષણ કરવાને બદલે ચુંક, શૂળ, કલટી, આફરો, ઝાડો, મરડો, અજીર્ણ વગેરે અનેક દરદો ઉત્પન્ન કરે છે અને તેથી ખોરાક કેવી રીતે તૈયાર કરવો તેનું જ્ઞાન તે ધંધાના માહિતગારો પાસેથી મેળવી આપવામાં આવ્યું છે. આમાં દક્ષણી મદ્રાસી, બંગાળી અને પંજાબી રીત રીવાજનાં શાક, પાક, પકવાન, મુરબ્બા, અથાણાં, ભાતો, કઢીઓ, ચટણી અને મસાલાદિ ૫૫૦ વિષયનો સંગ્રહ છે. દરેક સ્ત્રી પુરૂષોને એક વાર વાંચવાની ખાસ ભલામણ છે. ગ્લેઝ કાગળ, પાકું સોનેરી પુંઠું કિં. ૧ રૂ. પોસ્ટેજ બે આના.

**રમણી કે રાક્ષસી?** અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે, અને તે એટલી હદ સુધી કે કોઈ મહા નીચ અને અત્યંત ઘાતકી પુરૂષને પણ તેના સમક્ષ લજ્જાથી માથું નીચું નમાવવું પડે, એનું આ નવલકથામાં આબેહુબ ચિત્ર આલેખાયલું છે, સુંદર પુઠું કિ. રૂ. ૧-૮-૦

**ભાગ્યચક્રનો મહામંત્ર**—પ્રેમિક યુગલને વિલક્ષણ ભાગ્યચક્રથી કેવા ભયંકર સંકટો સહન કરવાં પડે છે, ખૂનીને પકડવાને માટે કાર્યદક્ષ ડિટેક્ટિવ કેવો પ્રશંસનીય પરિશ્રમ કરે છે, આદિ અનેક રસિક વિષયોથી ભરપૂર. કિ. રૂ. ૧–૮–૦.

**મુરાદેવી** અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ ભા. ૧–૨–૩ આ પુસ્તકમાં મગધ દેશના રાજકર્ત્તાઓનો સંપૂર્ણ હેવાલ આપવા ઉપરાંતનંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન્ અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણુક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી આદિ સર્વ ઘટનાઓ વાંચવા યોગ છે. ત્રણે ભાગની કી. રૂ. ૫. પોસ્ટેજ માફ.

**લતા અને લલિતા.** ભાગ ૧–૨–૩–૪—સંસારની વિલક્ષણ ઘટમાળ દર્શાવનારી, દરેક ગુજરાતી ભાષા જાણનારે વાંચવી જોઇએ. કિ. દરેક ભાગની રૂ. ૧ સુજબ રૂ. ૪–૦–૦.

**પિશાચ મંદિર** આમાં ચમત્કારિક ભેદભરમો એવા હૃદયદ્રાવક અને આકર્ષક આપેલા છે કે એક વાર વાંચવા લીધા પછી તે સંપૂર્ણ વાંચ્યા સિવાય મૂકાતું નથી; પાંચ ચિત્રો આપેલાં છે. પાકું પુઠું, કિં. રૂપિયા ૪ પોસ્ટેજ માફ.

**સંતપ્ત શયતાન** અથવા કામાંધનાં કાળાં કામ—સતીની પતિવ્રતપરાયણતા, વિશુદ્ધ સ્નેહ આદિ અનેકવિધ બોધક, રસિક અને ચિત્તાકર્ષક ઘટનાઓનું આ નવલકથામાં સુંદર ચિત્ર અંકિત થયેલુંછે. કિ. માત્ર રૂ. ૧–૧૨–૦ પોસ્ટેજ માફ.

**નૂતન હુન્નસાગર**—જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથો-ના આધારે આ પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઘણીજ લંબાણુથી માહિતી આપેલી હોવાથી ગમે તેવો અજ્ઞાન માણુસ પણ આ પુસ્તક વાંચવાથી હુનર શીખી શકે છે. આમાં મીણબતીઓ, જૂદી જૂદી જાતના સુકા રંગ, જૂદી જૂદી જાતના સાબુઓ, જૂદી જૂદી જાતનાં વારનીસો, જૂદા જૂદા સીમીન્ટો, ખેતીવાડી અને જમીનની પરીક્ષા, તરેહતરેહ બટનો, કાચ, લાખ, ચામડાં, તેલ અત્તરો, અથવા ચાંદી સોના તથા ત્રાંબાના ગીલ્ટ ચ-ઢાવવાની ક્રિયા તેમજ તે સાફ કરવાની રીત તથા લાલ, લીલી, કાળી, સોનેરી લમજ રબ્બર સ્ટેમ્પની, ટાઇપરાઇટરની શાહીઓ, ચાહ શાહી, દારૂ, તેજાબ, લોહી વગેરેના ડાઘા કહાડવા વિષે તેમજ મોતી ઉપર ડાઘ કાઢવા વિષે; બપોરીયા, ફુલકરણી, જુદી જુદી જાતનાં હવાઇ બાણો, રંગબેરંગી દીસવાળી વગેરે દારૂ કામની સંપૂર્ણ મા-હિતી; શરીર ઉપર વાળ દુર કરવાની, શરીર સફેદ કરવા વગેરે, જુદી જુદી જાતના ઝેરના ઉપાય તથા જુદી જુદી જાતના મલમોના પ્રયોગો લગભગ ૧૦૦૦ આપેલાં છે. શોખાઉ તેમજ અજ્ઞાન માણુસોને આ ઘણું ઉપયોગી થાય તેમાં નવાઇ નથી. ગ્લેજ ઉંચા કાગળ પાકું સોનેરી પૂંઠું પૃષ્ઠ ૩૫૦ હોવા છતાં માત્ર કિ. ૨ રૂ.

**કલન્દરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર—ભયં-કર ખૂનરેજી અને લોહીની નદીઓ વહે-વડાવનારાં દૃશ્યોનાં આબેહુબ ચિતાર, મહાત્માઓના ચમત્કાર, પિશાચોની પાપલીલા, પાપીનો ભયંકર જુલ્મ, જાસૂસોની બહાદુરી, શયતાની ચક્કર, ભોંયરામાંનાં ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં ખાવા પીવાનું પણ ભુલી જવાય છે. પાકું પૂઠું મૂલ્ય ૨—૦—૦.